વિજય વાર્તામાળા. ૐ પુસ્તક પહેલું.

# વીરાંગના.

(શ્રી શિવાજી મહારાજના સમયની દેશાભિમાનથી ઉછળતી ઐતિહાસિક કથા.)

લેખકઃ-શ્રી. યોગેશ.

સંવત ૧૯૭૯. આવૃત્તિ પહેલી.

ઇ. સ. ૧૯૨૩. પ્રત ૨૦૦૦.

પ્રકાશક.

વિજય સાહિત્ય મંદિર.

ઠે. સુલતાનપરા-વડોદરા.

મૂલ્ય છ આના.

# અમારા એજંટો.

**મુંબઈ.**

**શ્રી મણિલાલ કેશવજી શાહ.**

C/o કચ્છી અઠવાડિક ઑફિસ

નં. ૨૦૯—૨૧૩, સેમ્યુઅલ સ્ટ્રીટ.

**મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ.**

ઠે. પાયધુની; મુંબઈ.

**સુરત.**

**ગાંડીવ સાહિત્ય મંદિર.**

ઠે. કેળાંપીઠ, સુરત.

**નવયુગ પ્રકાશન મંદિર.**

ઠે. લીમડાચોક, સુરત.

**વડોદરા.**

**મોહનલાલ મનસુખલાલ.**

લહેરીપુરા.

**ગામે ગામ એજંટો જોઇએ છે**

**સરતો મંગાવો.**

॥ ॐ ॥

# ઉદ્દેશ

---

આ દેશમાં અત્યારે નવચેતનની જ્યોત પ્રકટેલી છે ત સમયે બીજાં બીજાં ક્ષેત્રોની સાથે સાહિત્યનું ક્ષેત્ર પણ સંકુચિત મટી વિસ્તૃત બન્યું છે. લોક જાગૃતિના કાર્યમાં સાહિત્ય અતિ મહત્વનો ભાગ ભજવે છે અને એ બાબતનો પુરાવો, ગુજરાતમાં હમણાં હમણાં ઠેરંઠેર ઉઘડેલાં પ્રકાશન મંદિરો અને સાહિત્ય મંદિરો પૂરો પાડે છે. આજે 'વિજય સાહિત્ય મંદિર' સાહિત્યના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે, એ પણ પેલી નવચેતનની જ્યોતના પ્રતાપેજ!

•

આ મંદિર તરફથી પ્રકટ થતી આ વાર્તામાળાનો ઉદ્દેશ લોકોને ગમ્મતની સાથે જ્ઞાન તથા આનંદની સાથે બોધ આપવાનો હોઈ, તે ઉદ્દેશ ધ્યાનમાં રાખીનેજ આ માળાનાં પુસ્તકો તૈયાર કરવામાં આવશે. બજારમાં વેચાતી કચરા જેવી ચોપડીઓથી લોકસમૂહ કેટલો આડો દોરવાય છે એ વાત હવે સમજાવવી પડે તેમ નથી. એવી ક્ષુદ્ર ચોપડીઓનો પ્રચાર થાય તેના કરતાં લોકો એવી ચોપડીઓ વાંચ્યા વગરના રહે એજ શ્રેયસ્કર છે. હલકી વૃત્તિને પોષનારા અને નીચ વિચારો ફેલાવનારા એવા ગંદા સાહિત્યને આપણે જેમ બને તેમ જલદી દેશપાર કરીએ એજ ઉચિત છે. લોકજાગૃતિને અંગે જન્મેલા સાહિત્ય શોખના પ્રવાહને જો આપણે આમ આડે રસ્તે વહેવા દઈશું તો શું પરિણામ આવશે તે કલ્પી

શકાતું નથી. આવા ગંદા સાહિત્યને મારી હઠાવે તેવું ઉચ્ચ શ્રેણીનું સાહિત્ય ઠેર ઠેર વેચાવા માંડે તો અમુક અંશે તેનો નાશ નજીક આવે ખરો. અમે આ સાહસ ઉપાડી લીધું છે તેમાં બીજી ઈચ્છાઓ ઉપરાંત આ એક ઈચ્છા પણ કારણભૂત છે. અમારો ઉદ્દેશ શુદ્ધ હોવાથી અમને આશા છે કે લોકસમૂહ અમારા આ સાહસને જરૂર વધાવી લેશે.

इति शम् ।

જન્માષ્ટમી
સં. ૧૯૭૯.

વિજય સાહિત્ય મંદિર.
વડોદરા.



# અનુક્રમણિકા





# અમારાં નવાં પુસ્તકો

૧ પતિપરાયણા એનિટા ( છપાય છે. ) ઈટલીના ઉદ્ધારક વીર ગેરિબાલ્ડીની પતિ પરાયણા સ્ત્રી એનિટાની દિલ ઉશ્કેરનારી કથા.

૨ સ્વરાજ્ય ગરબાવળી. ( નવરાત્ર પહેલાં બહાર પડશે ) અસહકારયુગને અનુસરીને રચવામાં આવેલા ગરબાઓની આ ચોપડી દરેક સ્ત્રીએ ખરીદવી જોઈએ.

૩ સપૂરે શક્તિપુર. (છપાય છે.) બ્રહ્મચર્યનો મહિમા દાખવનારી સુંદર વાર્તા.

૪ આશા દેવી (ટૂંક સમયમાં બહાર પડશે) પોતાના પ્રિયતમની ખાતર ૨૫૦૦ વર્ષ સુધી જીવેલી એક અદ્‌ભૂત સ્ત્રીની છક કરી નાખનારી કહાણી.

# વીરાંગના.



## પ્રકરણ પહેલું.

—:o:—

### દુશ્મનનો પડાવ.

માથેરાન કે મહાબળેશ્વર જેવી રીતે હવા ખાવાનાં સ્થળો તરીકે હાલ વખણાયેલાં છે તેવીજ રીતે દક્ષિણમાં કોલ્હાપુર સંસ્થાનમાં પન્હાલગઢ એક સારૂં હવા ખાવાનું સ્થળ છે. પરંતુ મહારાષ્ટ્ર રાજ્યના સ્થાપક છત્રપતિ શ્રી શિવાજી મહારાજની કારકીર્દી દરમિયાનના પન્હાળગઢનો વૈભવ ક્યાં અને ક્યાં એ તવારીખમશહૂર ગઢની સાંપ્રત કાળની સ્થિતિ ? અત્યારે તેમાં જમીન આસમાનનો ફરક પડી ગયો છે. જે ઓરડામાં બેસી પોતાના સ્વામીનિષ્ઠ સહકારીઓ સાથે છત્રપતિ મહારાજાએ રાજ્યસ્થાપનાને લગતી અનેક મસલતો કરી હતી, જે ભયંકર ભોયરાંમાંથી ગુપ્ત માર્ગે રાતકરાત ન જોતાં પોતાના જીવ મુઠીમાં રાખી હજારો નરવીરોએ દોડી જઇને છત્રપતિને સહાય કરી હતી અને જે બુરજો પરથી બરાબર નેમવાળા તોપના ગોળાઓ છોડીને છત્રપતિએ મોગલ દળમાં હાહાકાર વર્તાવ્યો હતો અને હિંદુશાહીની જબરદસ્ત ઈમારત ઉભી કરી હતી, તે ઓરડાઓ, તે ભોયરાંઓ અને તે ગુપ્ત માર્ગો તેમજ તે ઉંચા ઉંચા બુરજો—આ બધું અત્યારે કાળની ભયંકર જ્વાળામાં હોમાઈ ગયું છે ! આજે તેમાંનું કંઈજ નજરે પડતું

નથી. હવે પન્હાળગઢ માત્ર હવા ખાવાના સ્થળ તરીકેજ પંકાય છે. હાલ ત્યાં મોટી મોટી પહોળી સડકો થયેલી હોવાથી જે સ્થાન પર ચડવા માટે અગાઉ મુશીબતો વેઠવી પડતી અથવા ત્યાંના ભોમીયાઓની મદદ લેવી પડતી તે સ્થાન પર અત્યારે સાયકલો અને મોટરો સુસવાટ કરતી આવજા કરી રહી છે. કાળનો પ્રભાવ આવો છે !

પરંતુ આવી સ્થિતિમાં પણ ગઢનું કુદરતી સૌંદર્ય હજી પણ આહ્‌લાદજનક છે. ગઢની તળેટીએ આવેલું શ્રી રાધોબાનું તળાવ, છત્રપતિની આમદાનીમાંથી અદ્યાપિ અખંડ રહેલી ઘીની પ્રચંડ દીવી, શ્રી જ્યોતિર્લિંગનાં સદા સર્વદા દર્શન થઈ શકે એટલા ખાતર બાંધવામાં આવેલો ઉંચો રાજમહાલ વિગેરે, હજી પણ છત્રપતિના વૈભવની ઝાંખી કરાવી રહ્યા છે. ગઢની આસપાસ આવેલી ઘીચ આંબાવાડી, મધુર સુગંધિ વડે આખા ગઢને સુવાસિક કરનારા ચંપાના ઝાડો, નાના પ્રકારનાં ચિત્ર-વિચિત્ર પુષ્પોના ભારને લીધે નમી ગયેલી વનરાજી તથા રંગ-બેરંગી માટીના ઢગલા, વિગેરે દૃશ્યો હજી પણ જોનારાઓને તલ્લીન બનાવી દે છે. વળી એક બાજુથી ખળખળ વહેતી પંચગંગા અને બીજી બાજુથી જાણે આકાશ સાથે વાતો કરી રહ્યા હોય એવો પર્વતરાજ, આ બન્ને દેખાવો જોતાં મનુષ્ય ઈશ્વરની લીલાના ગુણાનુવાદ ગાવા લાગી જાય છે અને આવા દુર્ગમ સ્થળ પર જવાના માર્ગને સુગમ કરી મૂકનારા હજારો સ્વામિનિષ્ઠ મહારાષ્ટ્રવીરો માટે આપણા મોંમાંથી ધન્યવાદના ઉદ્‌ગારો નીકળી જાય છે. પરંતુ આપણો એ વૈભવશાળી દિવસ ગયો એટલુંજ બોલી આપણે નિશ્વાસ મૂકી બેસી રહીએ છીએ ! જબરદસ્ત કાળચક્રના સપાટામાં તે વૈભવના, તે વૈભ-વશાળી પુરૂષોના અને તેઓના અદ્વિતિય બાહુબળનું દિગ્દર્શન

કરાવનારા સ્થાનના ચૂરેચૂરા થઈ ગયા છે અને તે સઘળું હવે સ્મૃતિપથમાંથી પણ દૂર થવા લાગ્યું હોય એવો ભાસ થઈ રહ્યો છે!

આપણી આ નાનકડી વાર્તાનો સમય શ્રી શિવાજી મહારાજના સંપૂર્ણ વૈભવશાળી અમલનો છે. એ વખતે શ્રી શિવાજીની હાક આખા મહારાષ્ટ્રમાં હતી. છત્રપતિની રાજ્ય સંસ્થાપનાની એકંદર યોજના જોવાથી આપણને માલુમ પડે છે કે તેને લીધેજ તેઓ ઝાઝું જીવી શક્યા ન હતા. મહારાષ્ટ્ર શાહીનાં દુંદુભિ સારા હિંદમાં કોઈપણ પ્રકારે અખંડ ગડગડતાં રાખવાં એ એકજ વિચાર તેમની સમક્ષ સદૈવ રહ્યા કરતો હોવાથી સુખ–રાજ્યસુખ એ શબ્દ સુદ્ધાં તેમને કાને પડવા પામ્યો ન હતો! રાનજંગલમાંથી અને ગુફાબખોલોમાંથી પોતાના માવળા લોકોને પોતાની સાથે લઇને કોઈ વખત તેઓ પોતે હલ્લાઓ લઈ જતા અને કોઇ વખત દુશ્મનના હલ્લાની સામે થતા. આ પ્રમાણે તેમને સતત્ કાર્યમાં જોડાઈ રહેવું પડતું અને કદાપિ સ્વસ્થ થઇને તેઓ બેસવા પામ્યા ન હતા. આટલા કષ્ટ અને શ્રમથી મેળવેલા સિંહાસનનો ઉપભોગ તેઓ એક દિવસ પણ સુખેથી કરી શકયા ન હતા અને જેટલો સમય તેઓ બચાવી શકતા તે સઘળો યુદ્ધને લગતી મસલતોમાં કે દુઃખીઓનું દુઃખ નિવારણ કરવામ પસાર થઈ જતો હોવાથી તેઓ ગૃહસંસારમાં પણ ભાગ લેવાની ફુરસદ મેળવી શકતા ન હતા.

મહારાષ્ટ્રશાહીની જબરદસ્ત ઇમારત ઉભી કરતાં છત્રપતિને કેવા કેવા ભયંકર સંજોગોની સામે થવું પડયું હતું? મોગલ બાદશાહ અને તે પણ ઔરંગજેબ જેવો બાદશાહ, જેનું નામ સાંભળતા અત્યારે પણ આપણને કંપારી છૂટે છે, તે તેમનો

મહાન્ શત્રુ હતો. આવા મહા બળવાન્ બાદશાહ સાથે દુશ્મનાવટ રાખી પોતાના હેતુને સફળ કરવો એ કંઈ નાનીસૂની વાત ન હતી. પરંતુ ધન્ય હો છત્રપતિને ! તથા તેમના ચરણમાં જીવન સમર્પણ કરી પોતાના અમૂલ્ય પ્રાણ અર્પી દેનારા તાનાજી અને હીરાજી જેવા પુરૂષસિંહ મહારાષ્ટ્રવીરોને ! તેજ મુઠ્ઠીભર માવળા લોકોનાં અતુલ પરાક્રમના જોર પર આપણા 'પહાડકા ચુવા' છત્રપતિએ પોતાની કાર્યસિદ્ધિ કરી હતી તથા મહારાષ્ટ્રશાહીની દુહાઇ સારા મહારાષ્ટ્રમાં ફેરવી હતી. અસ્તુ. છત્રપતિના લોકોત્તર ગુણોનું તથા તેમના સ્વામીનિષ્ઠ અનુયાયીઓનાં અનુપમ પરાક્રમોનું વર્ણન કરીએ તેટલું થોડું છે !

આ વાર્તાનો વખત ધાંધલનો હોવાથી ગઢ પર લશ્કરી બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. મોગલ બાદશાહના મોટા મોટા સરદારો અફ્ઝુલખાન, શાહીસ્તખાન વિગેરે ગઢની નજીકમાં છાવણી નાખીને પડેલા હોવાથી દિવસે પણ કોઇ મનુષ્ય સહસા અહીંતહીં દેખાતો ન હતો. તો પછી ગઢ ઉતરવાની વાતજ કયાં કરવી ? સરદાર અફ્ઝુલખાન તવારીખમશહૂર છે. આ તે જ સરદાર કે જેને છત્રપતિએ વાઘનખથી યમસદનમાં પહોંચાડી દીધો હતો. શિવાજીના વાઘનખથી કયો વાચક અજાણ્યો હોય ? કહેવાય છે કે સરદાર અફ્ઝુલખાન મહા વીર હતો અને એવા જબરદસ્ત દુશ્મનની સામે થવાનો વખત નજીક આવેલો હોવાથી ગઢ ઉપર જ્યાં ત્યાં એક જાતની ચિંતા ફેલાયેલી જણાતી હતી અને પ્રત્યેક જણ છત્રપતિ હવે શું કરે છે તેની અત્યંત આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો. તરૂણ વીરોમાં તો શું પણ સ્ત્રીઓ તેમજ બાળકોમાં સુદ્ધાં 'અફ્ઝુલખાન' એજ ચર્ચાનો વિષય થઇ પડયો હતો. વળી વધારે દિલગીરીની વાત તો એ હતી કે અફ્ઝુલખાનને કોઇએ પ્રત્યક્ષ

જોયો ન હતો અને જૂદી જૂદી જાતના વેશપલટા કરવાની તેને ટેવ હતી. આથી ખાન કયા વેશમાં ગઢ પર આવશે એ કંઈ માલૂમ પડે તેમ ન હતું. આ કારણને લીધે ગઢ ઉપરનો પ્રત્યેક મનુષ્ય વિલક્ષણ કાળજી રાખીને પોતપોતાના માટે ખાસ બંદોબસ્ત રાખતો હતો એટલે કે કુટુંબનો વડીલ પોતાના આખા કુટુંબની સંભાળ લેતો હતો.

હરપળે કટોકટીનો મામલો ઉભો થવાની ધાસ્તી હોવાથી સૂર્યાસ્ત પછી ગઢ ઉપર કોઈપણ શખ્સે દીવો કરવો નહિ એવો સખ્ત હુકમ છત્રપતિ તરફથી બહાર પાડવામાં આવ્યો હતો. આ હુકમનો અમલ બરાબર થાય છે કે નહિ એ જોવા છત્રપતિ છૂપા વેશે રાત્રિના સમયે ગઢ ઉપર ફર્યા કરતા હતા. શિવાજી મહારાજ અત્યંત માયાળુ હતા અને પ્રજાજનોનું પોતાના પુત્રોની માફક રક્ષણ કરતા હતા. આથી પોતાની મુશીબતો મહારાજાની સમક્ષ રજુ કરવામાં પ્રજાને કોઈપણ પ્રકારની બીક લાગતી ન હતી. પરંતુ છત્રપતિ કાયદાની બાબતમાં પોતાના છોકરાને પણ ક્ષમા આપનારા ન હોવાથી પ્રજા પર તેમની ધાક પણ ઘણી હતી. આથી તેમના હુકમનું બરાબર પાલન થયું હતું એવું છત્રપતિ જોઈ શકયા હતા તથા પ્રજાજનો તેમની ચિંતામાં ભાગ પાડી રહ્યા છે એ પણ તેમને સ્પષ્ટ જણાયું હતું.

સમય ચિંતાનો હોવાથી પ્રત્યેક જણ પોતાની, પોતાના દેશની તથા પ્રજાપાલનદક્ષ રાજાની ફીકર કરી રહ્યો હતો. ખાનની સેના પ્રપંચી હતી અને તેના સૈનિકોના અત્યાચારોની નિત્ય નવી નવી ખબરો ગઢ પર આવતી હોવાથી ગઢ પરનાં સ્ત્રીબાળકોને ધાસ્તી લાગતી હતી. યુદ્ધ પ્રસંગ આવી પડયા પછી સર્વે પુરૂષો રણસંગ્રામમાં જવાના એટલે પ્રત્યેક ઘરમાં

એને લગતી ચિંતા દાખલ થઇ હતી. કોઈ પોતાના પુત્ર માટે, કોઈ પોતાના ભાઈ માટે, કોઈ પ્રેમાળ સ્ત્રી પોતાના પતિ માટે, આમ દરેક વ્યક્તિને કોઈ બીજી વ્યક્તિ માટે ચિંતા થતી હતી. પ્રત્યેક ઝુંપડામાં સુદ્ધાં જે તે પ્રકારની ચિંતા હોવાથી સર્વત્ર વિષણ્ણતા ફેલાઇ રહી હતી.

યુદ્ધ પ્રસંગમાં દરેક સ્થળે ઉપર વર્ણવ્યા પ્રમાણેજ સ્થિતિ થાય છે. અફ્ઝુલખાનના સિપાહીઓનો ત્રાસ હોવાથી વિશેષ પ્રકારની ચિંતા ઉપસ્થિત થાય અને ખાસ કરીને સ્ત્રીઓને ધાસ્તી લાગે એ તો સ્વાભાવિક જ છે. આવા સમયે ગઢ ઉપરના દરેક ઘરમાં શું ચાલે છે તે જોવા માટે જોનારનું હૃદય પત્થરનું બનેલું હોવું જોઇએ. માતા, પિતા, સ્ત્રી તથા બાળકોનું કરૂણાજનક રૂદન તથા યુદ્ધમાં જનારા વીરોનું તેમને આશ્વાસન–આવાજ દેખાવો જ્યાં ત્યાં નજરે પડતા હતા. આ પ્રસંગે વીરોનું હૃદય એક બાજુથી લડવા માટે આતુર થઈ ઉછાળા મારી રહ્યું હોય એ તો કુદરતી છે. અફ્ઝુલખાન પડાવ નાખીને પન્હાળગઢ આગળ પડયો હતો તે વખતે પન્હાળગઢમાં સાર્વત્રિક સ્થિતિ આવી હતી.



# પ્રકરણ બીજું.

—:o:—

## સંવાદ.

મધ્ય રાત્રિનો સમય વીતી ગયો હતો. ગઢ પાસે પડેલા શત્રુદળ વિષે આખો ગઢ જાણે વિચારમાં મશગૂલ થઇ ગયો હોય એવી અખંડ શાંતિ ગઢ ઉપર પ્રસરી રહી હતી. કોમળ બાળકો પોતાના પિતા રણસંગ્રામે જશે અને કદાચ પોતાને કાયમનો વિયોગ ખમવો પડશે એમ ધારી આજ રાતે છેલ્લી વખત તેમના પડખામાં લપાઈને શાંતિથી નિદ્રા લઈ રહ્યા હતા. પતિભક્ત સ્ત્રીઓ પોતાના પતિ યુદ્ધમાં જશે એવું સાંભળી તેમના જીવન વિષે શંકાશીલ બની પતિના પગ આગળ અસ્તવ્યસ્ત દશામાં પડેલી હતી. વળી કેટલાક વૃદ્ધ પુરૂષો અને વયોવૃદ્ધ સ્ત્રીઓ પોતાના તરૂણ પુત્રો યુદ્ધમાં જઈ કીર્તિ દવીને વરે અને છત્રપતિનો જય થાય એવી પરમેશ્વરને પ્રાર્થના કરી રહ્યા હતા. પરંતુ વચ્ચે વચ્ચે તેઓ એકાદ ડૂસકું ખાઇ જતા હતા. આવા સમયે આખું જગત્ વિશ્રાંતિ લઈ રહ્યું હતું પરંતુ ગઢ પરના એક ઘરમાં આજે નિદ્રાદેવી ઘુસી શકી ન હતી.

આ ઘર કંઈ મોટું ન હતું અને વળી તે તદ્દન જૂની પદ્ધતિનું હતું. બહાર એક નાનીશી ઓસરી અને તેની અંદર તેવડું જ એક નાનું ઘર હતું, જેમાં એક પરદો ટાંગીને એક જૂદી કોટડી બનાવવામાં આવી હતી. દિવસ ખતમ થયા પછી ગઢ ઉપર દીવો કરવાની તો સખ્ત મનાઇ હતી અને

આજની રાત અંધારી હતી એટલે તે ઘરની અંદરનો ભાગ જોવા માટે કંઈ સાધન ન હતું. પણ અમારા જેવા લેખકોને શું ? અમને તો કયાંઇ મનાઇ નથી હોતી. વિષયી પુરૂષના અંતઃકરણમાં તેની માશુક વિષે આવતા પ્રેમમય વિચારો, વિરહિણી તરૂણીના દિલમાં જ્વાળા પ્રકટાવનાર તેના પ્રિયકરની યાદ, દેશપ્રીતિવાળા એકાદ સ્વદેશવીરના હૈયામાં જાગતી દેશભક્તિની અસંખ્ય કલ્પનાઓ વિગેરે જે જે કંઈ સામાન્ય ચર્મચક્ષુઓને અગોચર હોય તે તે સઘળું અમારી સમક્ષ કેવળ ઇચ્છા માત્રથી હાજર થાય છે ! તો પછી આ નાનીશી ઝુંપડીની તે શી બિસાત ? અંધારૂં હોય તેથી શું ? અંદર ચાલી રહેલો પ્રકાર જાણે દિવસે ચાલતો હોય તેવી રીતે અમને સાફ સાફ દેખાઇ રહ્યો છે. તે નાની કોટડીના પરદાને ટેકીને સુમારે પીસતાલીસ વર્ષની વયનો એક ગૃહસ્થ ત્યાં બેઠેલો છે અને તેની સામે સુમારે સત્તર વર્ષની એક તરૂણ બાળા પોતાનો ડાબો હાથ પોતાના કોમળ કપાળ પર રાખીને તે ગૃહસ્થ તરફ ચિંતાભરી નજરે જોતી બેઠી છે. ઝુંપડીમાંના અસબાબ તથા તેના દિદાર ઉપરથી ત્યાં રહેનારા મરાઠા જ્ઞાતિના હોય એવું સ્પષ્ટ દેખાય છે. ત્યારે હવે ચાલો વાચક ! આપણે એ બન્નેનો વાર્તાલાપ ગૂપચૂપ સાંભળીએ.

તે ગૃહસ્થના મગજમાં શો વિચાર ચાલી રહ્યો હશે એ કોને ખબર ? લાંબો વખત બિલકુલ બોલ્યા ચાલ્યા વગર તે એમ્રીજ રહ્યા. કંઈપણ બોલવું એવા હેતુથી શબ્દો ઠેઠ હોઠ સુધી આવતા હતા. પણ તે શબ્દો ઉચ્ચારવાનું તેનામાં ધૈર્ય ન હોય એમ તે શબ્દો તેને પાછા ગળી જવા પડતા હતા, પરંતુ તેના હૃદયમાંથી ઘડી ઘડી ઉપર ઉભરાઇ આવનારી અનેક વિચારલહરીઓનો આવો જબરદસ્તીથી અવરોધ કયાં લગી થઇ શકે ?

પેલી તરૂણ બાળા અત્યાર સુધી પોતાનાજ વિચારોમાં ગર્ક હોવાથી તેનું આ બાજુ બિલકુલ લક્ષ ન હતું. તેનું અંતઃકરણ પણ કોઇક વિલક્ષણ કલ્પનાતરંગો વડે કલુષિત થયેલું હતું પરંતુ તે ગૃહસ્થના–તેના પિતાના ક્ષણે ક્ષણે વધતાં જતાં ડૂસ્કાં સાંભળી તેને એકદમ ભાન આવ્યું અને આવો અણધાર્યો બનાવ જોઇ ગભરાઈ ગયેલી તે તરૂણીએ પોતાના બાપના ગળાની આસપાસ પોતાના હાથ વીંટાળ્યા.

થોડાક વખત સુધી તો તે તરૂણીના મોંમાંથી એક અક્ષર પણ નીકળ્યો નહિ. વળી આવો પ્રકાર દશ મીનિટ ચાલવા છતાં તેના બાપની વૃત્તિમાં રતિમાત્ર ફેરફાર નજરે પડતો ન હતો. આથી આજનો પ્રસંગ કંઇક વિલક્ષણ હોવો જોઇએ એમ જણાવાથી તરૂણીએ પોતાનો બાહુપાશ છોડયો અને પોતાનાં આંસુ લૂછી નાખી તે પોતાનો કોમળ જમણો હાથ પિતાના એક ખભા પર મૂકી ધીમેથી બોલી, “પિતાશ્રી ! આજે તમે આ શું આદર્યું છે ? સાંજથી હું જોઈ રહી છું કે તમે બહુ ઉદાસ અને ચિંતાતુર દેખાઓ છો. શું કોઇએ દરબારમાં તમારૂં અપમાન કર્યું છે કે કોઈ એલફેલ બોલ્યું છે ?”

છોકરીના આ શબ્દો સાંભળતાંજ તે ગૃહસ્થ બોલ્યો, “ના રે બાપુ ના. આવી ભળતીજ કલ્પના કદાપિ ના કરતી. દરબારમાં મારૂં અપમાન ? મારા ભોળા શિવરાયના દરબારમાં અપમાન એ શબ્દની પણ કોઇને ખબર નથી. અમે તેમના નોકરો કહેવાઇએ છીએ પણ ખરૂં કહીએ તો અમે છત્ર-પતિના હૃદયમણિ છીએ. છત્રપતિ ખુદ મને ચાહે છે તો પછી મારી સાથે એલફેલ બોલવાની હિંમત જ કોણ કરી શકે ?”

પોતાના સેવકો ઉપરનો છત્રપતિનો આ લોકોત્તર પ્રેમ સર્વ કોઈને વિશ્રુત છે એટલે તે બાબતમાં બિલકુલ મતભેદ નથી. પરંતુ આટલું તો નક્કી છે કે સેવાધર્મ એકંદર અતિ વિષમ છે. આ ધર્મનું પાલન કરતાં કરતાં વચમાં કેટલાયે કસોટીના પ્રસંગો જરૂર આવવાના અને તે બધાને નિભાવી લઇને તેમાંથી સહીસલામત બહાર નીકળી જવું એ બહુજ જૂજ સેવકોનાં કીસ્મતમાં લખેલું હોય છે. આ નિયમને જોતાં કદાચ આજ કંઈ નવુંજૂનું થયું હશે અને તેને લીધેજ પોતાના પિતાને આ વિષાદ થયો હશે એમ પ્રથમ તો પેલી યુવતીને લાગ્યું હતું પરંતુ પોતાના આ શબ્દો સાંભળીને તેનો ભ્રમ દૂર થયો. ત્યારે હવે તેના શોકનું કારણ શું હશે એ સવાલ પર યુવતી વિચાર કરવા લાગી. થોડી વાર પછી વળી તેણે પોતાના બાપને તેના ખેદનું કારણ પૂછયું, જેનો ઉત્તર આપવાને બદલે તે ગૃહસ્થની મુખમુદ્રા મલીન થઈ તે શંકાશીલ નજરે આમતેમ જોવા લાગ્યો અને વળી તેની આંખો આંસુથી ભરાઈ આવી.

છોકરીથી આ દેખાવ સહી શકાયો નહિ અને પોતાના બાપના હૃદયમાં ભારે શોકાગ્નિ બળી રહ્યા છે અને તેનું કારણ પણ તે દર્શાવતા નથી, એ વિચાર આવતાં તેને બહુ માઠું લાગ્યું. તેનું હૈયું ભરાઈ આવ્યું અને ડૂસકાં ખાતી ખાતી તે બોલી, બાપુજી ! હું કયારની પૂછયા કરૂં છું પણ આજે મારા તરફ તમારૂં બિલકુલ લક્ષ નથી ! શું આજે હું તમને પારકી છોકરી દેખાઉં છું ? આવો શોક કરતાં મેં તમને આખી જીંદગીમાં જોયા નથી. આજે તમને એકાએક શું થયું છે ? આજ સુધી તમે મારાથી કંઇજ છૂપાવ્યું નથી. આમ છતાં આજે જ મારા તરફ આટલા નિષ્ઠુર કેમ બન્યા

છો ? તમારા જીવન કેમ ચેન નથી. મને કહો અને તમારા દુઃખમાં મને થોડોઘણો ભાગ લેવા દો !"

પોતાની પુત્રીના આ ગળગળા કરી નાખનારાં વાકયો સાંભળી તે ગૃહસ્થ વધુ ડૂસ્કાં ભરવા લાગ્યો અને અત્યાર સુધી ચાલૂ રહેલાં તેનાં આંસુ બમણા વેગે પડવા લાગ્યાં. તેનાથી થોડીવાર સુધી તો બોલાયું નહિ પરંતુ જો પોતે કશો જવાબ આપે નહિ તો તેની સરળ અને ભોળી પુત્રીને વિના-કારણ દુઃખ થાય અને તે ચિંતાતુર રહે એવું લાગવાથી તે બોલ્યો, "બેટા ! હું ન કહું એવી તે મારી પાસે કયી છૂપી વાત હોય ? તું મારી એકની એક છોકરી છે તો પછી તારાથી એકાદ વાત હું ગુપ્ત રાખું એવો તને સંશય કેમ થાય છે ? પુરૂષ જેવો પુરૂષ હોઈ હું આજે એક સ્ત્રીની માફક શોક કરૂં છું એટલે તને અચંબો થતો હશે એ હું કબૂલ કરૂં છું, પરંતુ હું શું કરૂં ? મારા હૃદયની જે એક કાળ-જીએ મારૂં માથું ફેરવવા માંડયું છે તેનો નામનિર્દેશ સુદ્ધાં તારા પરના મારા પ્રેમને લીધે મારાથી થઈ શકતો નથી. મોહ ઘણોજ કઠિન હોય છે પણ અપત્યમોહની કઠિનતા તો નિરવધિ ! તેની વેદના ઘણી તીવ્ર હોય છે."

"પણ બાપુજી ! મારા પરના પ્રેમને લીધેજ જો તમે આ પ્રમાણે મૂગા બેસીને અંદરને અંદર ઓસવાયા કરશો તો પછી મારા પરનો તમારો પ્રેમ ખરો શાનો ?" છોકરી કંઈક દબાયેલે સ્વરે બોલી, "મારા પર તમારી પ્રીતિ હોય અને હમણાંનો તમારો શોક મારી જ ખાતર હોય, તો તેનું કારણ મને શા માટે સમજાવવામાં ન આવે ? ગમે તે હો, જે બાબતમાં મારો સંબંધ છે અને વળી જેને લીધે તમારા જીવને દુઃખ થાય છે તે બાબત મારે સાંભળવી જ જોઇએ."

"તારો આગ્રહ જ છે ત્યારે સાંભળ." આમ બોલીને તે ગૃહસ્થ આગળ બોલ્યો, "આપણા ગોબ્રાહ્મણ પ્રતિપાલક છત્રપતિ મહારાજ ઉપર હાલ તુરત કંઈક પ્રસંગ આવી પડયો છે એ તો તને ખબર જ છે."

"હા, મોગલોનો સરદાર અફઝુલખાન જ્યોતિબાની ટેકરી પર્યંત આવી પહોંચ્યો છે એમ કહેવાય છે પણ તે વાત કેટલે અંશે ખરી છે તે કોને ખબર ?" છોકરી બોલી.

"સાચું, સાવ સાચું." તે ડોસો જરા ધીરેથી બોલ્યો, "ખરી ખબર જાણવા ગઢ ઉપરની સ્ત્રીઓ ખાલીપીલી તલપાપડ થઇ જશે એમ ધારી આ હકીકત ઘરમાં કોઇને પણ કહેવી નહિ એવો શિવાજી મહારાજનો સખ્ત હુકમ છે. મેં પણ એ હુકમ આજ લગણ બરાબર પાળ્યો છે પરંતુ તારી આગળ જ હું લાચાર થયો છું."

"પણ બાપા ! મારી પાંસેથી તમારી ગુપ્ત વાત બહાર જશે, એવું તો તમને લાગતું નથી ને ?"

"બિલકુલ નહિ. એવી સામાન્ય સ્ત્રીઓમાં હું તારી ગણના કરતો નથી. તારી પાસેથી ગુપ્ત વાત બહાર જનાર જ નથી એવી મારી પક્કી ખાતરી છે. હું શું કહેતો હતો ? હા, શત્રુ તો આટલો નજીક આવી પહોંચ્યો છે અને કયે વખતે કેવો પ્રસંગ ઉપસ્થિત થશે તેનો ધડો નહિં. તાનાજી, હીરાજી વિગેરે રણવીરો સાથે સરકાર મસલત ચલાવી રહ્યા છે અને નાકેબંદીની નિમણુકો કરવા માટે કાલે સવારે ખાસ દરબાર ભરવામાં આવનાર છે."

"ત્યારે તો બાપુજી ! લડાઈ એકદમ નજીક જ આવી ફ્રેવોય."

"હા બેટા! પ્રસંગ તો એવો વિકટ આવી પડ્યો છે ખરો પરંતુ મહારાજની નેમ શત્રુની પ્રત્યક્ષ સામે લડવાની ન હોવાથી કંઈક પણ યુક્તિથી આ પ્રસંગ ટાળવો એવો તેમનો વિચાર છે અને એને વિષે આખી યોજના કાલના દરબારમાં નકકી કરવાની છે."

"ઈશ્વર આપણા મહારાજાને આ કામમાં યશ આપે. છોકરી હાથ જોડી બોલી, "માતુશ્રી અંબાદેવી સરકારની સાથેજ છે અને તાનાજી જેવા મોટા વીરો સરકારના ચરણમાં પોતાના પ્રાણ અર્પણ કરવા તૈયાર છે તો સરકારને કંઈ જ ચિંતા કરવા જેવું નથી. પણ બાપા! તેમાં તમને એટલી બધી ફીકર કરવાનું શું કારણ હતું અને તેમાં મારો સંબંધ શો છે?"

"ઘેલી રે ઘેલી! યુદ્ધપ્રસંગ એટલે તારા મનથી બચ્ચાંની રમત છે પરંતુ ખરૂં પૂછાવે તો યુદ્ધનું વર્ણન વાંચવું અગર સાંભળવું તે સહેલું છે પણ તે પ્રત્યક્ષ જોવું એજ મુશ્કેલ છે, અને તેમાં સામેલ હોવું એ તો તેનાથી પણ ભયંકર છે. ઈશ્વર તેવો પ્રસંગ ન લાવે પણ જો દુર્દૈવે તેવો પ્રસંગ આવી પડે તો આ ગઢ પરની શાંતતા અને સુખ કાયમ રહેશે ખરાં? ઉભય પક્ષોના અસંખ્ય સૈનિકો રણાંગણમાં રગદોળાશે અને રક્તની નીકો વહેવા લાગશે. સરકારના કૃપાછત્ર હેઠળ સુખાસ્વાદ લેનાર આ ગઢ ઉપર શીયે ધાંધલ થશે? મોગલોનો અત્યાચાર જગજાહેર છે અને આ પ્રસંગ તેઓ ભૂલે તેવા નથી. કોઈની દાદ કોઈ સાંભળનાર નથી. બેટા! એ બધો અનર્થ આજે મારી આંખ આગળ તરી આવે છે અને એવી ગરબડમાં તારૂં શું થશે એવી જ ફીકર મને થયા કરે છે."

"પણ બાપા ! મહારાજની આબરૂ કરતાં અને વળી ખુદ્દ તમારા પ્રાણ કરતાં તમને મારી જ આટલી બધી કેમ ફીકર પડી છે એ મને સમજાતું નથી."

"ભોળી છોકરી !" તે ગૃહસ્થ કંઈક સ્મિત કરીને બોલ્યો અને તેજ વખતે તેને કંઈક સાંભરી આવવાથી તેનો ચહેરો એકદમ ખિન્ન થઈ ગયો અને તેનાં ચક્ષુઓ અશ્રુઓથી ભરાઈ ગયાં પરંતુ વખતે પોતાના આ શોકથી છોકરીને વધારે દુઃખ થાય એમ માની તેણે પોતાનાં નયનો તરત જ લૂછી નાખ્યાં અને પછી આગળ બોલ્યો, "તારૂં ભોળપણ મને અગાઉના એક અત્યંત હૃદયદ્રાવક બનાવની યાદ આપે છે. આજે તે વાતને આશરે સત્તર વર્ષ વીતી ગયાં છે. તે વખતે તારો જન્મ થયાને છ માસે થયા ન હતા અને તે અરસામાં શિવાજી મહારાજ પોતાનો ઘણો ખરો વખત શિકારમાં જ ગાળતા હતા. એવે વખતે મારા પર દુઃખનો ડુંગર આવી પડયો. મારી પરમસાધ્વી ભાર્યા-તારી પ્રેમાળ માતા, પ્રેમ, દયા, માયા સર્વ કંઈ છોડીને આજ ઘરમાં તને બાલ્યાવસ્થામાં મૂકી અને મને વિધુર બનાવી સ્વર્ગે સીધાવી. એ દુઃખદ દિવસ મને યાદ છે. મને એનો વિરહ સાલવા લાગ્યો પણ એવે સમયે મારા અન્નદાતા પર કટોકટીનો પ્રસંગ આવી પડેલો હોવાથી, તારી માતાના શબની સાથેજ તેના પરના મારા અમાપ પ્રેમની પણ ભસ્મ કરીને અને તને મારી પીઠ પર બાંધીને ઉઘાડી તલવારે હું મહારાજની ખાતર રણમેદાનમાં ઝૂઝયો. શો તે વખતનો વિકટ પ્રસંગ! ગુફાબખોલોમાં થઈને ટાઢતડકામાં નાસાનાસ કરતી વખતે, રાતકરાત ન જોતાં શત્રુની છાવણી પર છાપા મારતી વખતે અને 'હર હર મહાદેવ' એ એકજ યુદ્ધગર્જના કરીને એક હાથમાં પ્રાણ તથા બીજા હાથમાં સમશેર રાખીને લડતી વખતે મને તારી

વહાલી માતાનું કદાપિ સ્મરણ થયું ન હતું. આટલુંજ નહિ પણ સ્વામી સેવા એ એકજ બાબત તે વખતે મારી આંખો સમક્ષ હોવાથી કોઇ કોઇ વખત મને પાણી પીવાની પણ પુરસદ મળતી ન હતી. તે વિકટ સમય હવે ગયો છે. છત્રપતિની યશપ્રાપ્તિની તેમજ તારી, જગદંબાને ફીકર હોવાથી એવા ગંભીર પ્રસંગમાંથી પણ હું સહીસલામત બહાર નીકળી શકયો પણ આજનો પ્રસંગ અત્યંત વિકટ છે! આમાંથી કેમ બહાર નીકળાશે એજ સવાલ મારા જીવને અકળાવી રહ્યો છે."

"પિતાશ્રી! તમે વૃદ્ધ થયા એટલે તમને આવી નિરાશા જણાય છે કે શું? અને તમને તેમ લાગતું હોય તો લડવા ન જતાં અહીંઆ એકાદી વાડીમાં તમારી નિમણૂક તમે ન કરાવી શકો? ખરેખર, તેમજ કરવું જોઇએ. આપણા માટે તાનાજીરાવ આ કામ જરૂર કરાવી આપશે." છોકરીએ આતુરતાપૂર્વક પૂછયું.

"છટ્ છટ્! હું વૃદ્ધ થયો તેથી શું થયું? યુદ્ધની મને બિલકુલ ભીતિ નથી. શત્રુનો પરાજય કરવાનું સામર્થ્ય હજી પણ આ બાહુઓમાં જેવું ને તેવુંજ છે. મને જે કંઈ ફીકર થાય છે તે ફક્ત તારી જ. તારી માતા તને મૂકીને ગઈ તે દિવસથી આજ સુધી મેં તને ઉછેરી. તારી માતાનું સ્થાન મારેજ લેવું પડયું અને પત્નીપ્રેમના છિન્નભિન્ન થયેલા બંધનને કન્યાપ્રેમ વડે નિભાવી લેવાની મને ફરજ પડી. તારો વિરહ હવે ક્ષણમાત્ર મારાથી સહન થઇ શકે તેમ નથી અને અહીંઆ યુદ્ધપ્રસંગ તો આવીને જ ઉભો છે. આવી સ્થિતિમાં મારા અંતઃકરણમાં કેવી મુંઝવણ થતી હશે તેની કલ્પના તને ક્યાંથી હોય?" આ છેવટના શબ્દો બોલતાં તે ગૃહસ્થને બહુ દુઃખ થયું.

હા બાપુ! મારા પર તમારો એવો પ્રેમ છે એ હું જાણું છું." છોકરી પોતાનાં થોડાંક અશ્રુભીનાં નેત્રો લૂછીને બોલી. "પરંતુ ખાસ મારા પ્રેમની ખાતર જ તમે પોતાના કર્તવ્યથી વિમુખ થશો શું?"

"નહિ બેટા! એવું મારે હાથે કેમ બને?" છોકરીની પીઠ પર હાથ ફેરવતો સજળ નેત્રે તે ગૃહસ્થ બોલ્યો. "કર્તવ્યથી વિમુખ થઈ સ્વામીદ્રોહનું અને દેશદ્રોહનું પાપ હું કેમ વહોરી શકું? પરંતુ તારા તરફનું મારૂં પવિત્ર કર્તવ્ય હું ચૂકયો છું એટલેજ મને વધારે પશ્ચાતાપ થાય છે. તારા પરના બેહદ પ્રેમને લીધે મને તારા સુખની લવમાત્ર પણ કલ્પના આવી નહિ, જે માટે મને ઘણો ખેદ થાય છે. પરંતુ હવે તેનો શો ઉપાય? તારા યોગ્ય એકાદ સ્થળ શોધી તારો વિવાહ કરી નાખ્યો હોત તો આજે લડાઈમાં જતી વખતે મારા જીવને આટલી બધી બેચેની અનુભવવી ન પડત."

"પણ બાપુ! તેમ કરો તોયે તમારા પ્રેમને તમારે છોડવો પડશે? વળી તમારી પોતાની બરદાસ કરનાર અહીં બીજું કોણ છે?"

"ગાંડી રે ગાંડી! આ તારો પ્રશ્ન, તારૂં બાળપણ હજી ગયું નથી એ બતાવી આપે છે. પણ હવે તું નાની નથી. તું સારૂં નરસું સમજે છે. મારી પ્રત્યેના તારા પિતૃપ્રેમ સિવાય બીજા એક અત્યંત ઉજ્વળ અને પવિત્ર પ્રેમનું રહસ્ય સમજવાનો તારો અધિકાર છે અને તેજ પ્રેમમાં તારી ભવિષ્યની ઐહિક યાત્રા સુખકર થનાર છે એ જેમ મને સ્પષ્ટ જણાય છે તેમ તારે પણ એ વાત બરાબર સમજવી જોઇએ. ખરૂં જોતાં મારે તે તજવીજ કયારની કરવી જોઈતી હતી પરંતુ તારો વિયોગ મને અસહ્ય થઈ પડે એ ધાસ્તીથી તે વાત મુલતવી રાખતાં

રાખતાં આજે આ પ્રસંગ આવી લાગ્યો છે. આજે તું તારે સાસરે હોત તો હું લડાઈમાં નિશ્ચિંતપણે જઈ શકત પરંતુ....”

આટલું બોલી તે ગૃહસ્થ એકાએક બોલતો અટકી પડયો અને તેના વદન પર શંકાની અને ખેદની કંઈકિ છાયા દેખાવા લાગી, જે જોઈને છોકરીને પણ વિષાદ થવાથી પોતાના કોમળ હાથો પોતાના પિતાના સ્કંધો પર મૂકીને તે બોલી, “પરંતુ બાપુ! અત્યારે તમે નિશ્ચિંતપણે લડાઈમાં જાઓ તો તેમાં હું કેવી રીતે તમારી આડે આવું છું?”

“નહિ બેટા! વાત એમ નથી.” સજળ નેત્રે તે બોલ્યો, “તારો મારા પરનો શુદ્ધ અને સાત્વિક પ્રેમ દેશકાર્યની આડે આવનાર નથી એવી મારી ખાત્રી છે પરંતુ હું જ નિશ્ચિંત મને લડાઈમાં કેમ જઉં એજ મોટો સવાલ છે. તું જાતે અબળા અને વળી કુમારી! વળી ઘરમાં બીજું કોઈ જ નહિ. આવી સ્થિતિમાં હું તને છોડી જઉં તો પછવાડે તારૂં શું થાય એનો મને વિચાર થયા કરે છે. મોગલોના એકેએક અત્યાચારનું સ્મરણ માત્ર થતાં હૃદય કંપી ઉઠે છે! અને આવા વિકટ પ્રસંગે તારૂં સંરક્ષણ અને સ્વામીની સેવા, આ બે પરસ્પર વિરૂદ્ધ પણ સરખાજ મહત્ત્વની બાબતો મારી સમક્ષ આવી પડેલી હોવાથી તે બેહુ હું કેવી રીતે નિભાવી શકીશ એ ચિંતા આજ સવારની મને થયા કરે છે.”

પિતાનો ચિંતાનો વિષય તે બાળાને ખરો લાગ્યો પણ તે ઘણી ધીરજવાળી હોવાથી તે ચિંતા તેના બાપને જેટલી પીડતી હતી તેટલી તેને પીડતી ન હતી. તે હસતી હસતી બોલી, “બસ, એટલુંજ ને? હું તો સમજી કે કોઈ મોટી આફ્ત આવી પડી છે. તેમાં આટલી બધી ફીકર કરવા જેવું શું છે? તમે ખૂશીથી સરકારને મદદ કરવા જાઓ. મારા માટે

તમારે આટલી બધી ચિંતા કરવી નહિ અને કદાપિ એવો પ્રસંગ આવશે તો અમે સ્ત્રીઓ શું કમ છીએ? અમે ચાર સ્ત્રીઓ એકઠી થઈએ તો અમે શું કરી શકીએ છીએ એનો અનુભવ ખાનના માણસોને એકદા તો થયો છે માટેજ કહું છું કે તમે બિલકુલ નિર્ભય રહો. વખતે એવો જ પ્રસંગ આવે તો મને થોડી ઘણી મદદ મળવા જેવું—"

આટલું બોલી કુમારીકા કંઇક શરમાઈ અને બોલતી અટકી. તેનો પિતા તેનો દિલનો ભાવ સમજી ગયો અને તે પણ જરા હસ્યો પરંતુ તત્કાળ તેના ચહેરામાં ફરક પડી ગયો અને સંશયગ્રસ્ત નજરે ચોમેર જોઈને તે ધીમે અવાજે બોલ્યો "બેટી! તારા કહેવાનો ભાવાર્થ હું સમજ્યો અને તે બાબતમાં મને પણ આનંદ થાય છે છતાં ગમે તે હો પણ તારી પસંદગી આખરે તારા માટે સુખકર નિવડશે કે નહિ એની મને જરા શંકા—"

"કેમ વારૂ?" બાળાએ શંકિત સ્વરે પૂછયું. "આમ એકાએક શંકા લાવવાનું કારણ?"

પણ આ પ્રશ્નનો તેના પિતાએ શો ઉત્તર આપ્યો તે સમજવું કઠિન હતું કારણકે તેઓ હવે અત્યંત ધીમેથી એક બીજાના કાનમાં વાતો કરતા હતા. અસ્તુ.

કુમારીના બાપને કોના માટે શો સંશય હતો તે આપણુને રફતે રફતે સમજાશે. દરમિયાન તે બન્નેને નિદ્રાસુખનો અલ્પસ્વલ્પ અનુભવ કરવા દઈ આપણે પણ આપણા કામે લાગીએ.

ખરૂં જોતાં આવી શાંત વેળાએ આપણુને પણ થોડી ઘણી વિશ્રાંતિની આવશ્યકતા છે. પરંતુ તે કરતાં પણ વિશેષ મહત્વનું કામ આપણી સમક્ષ હોવાથી આપણે તુરતજ તે ભણી લક્ષ દોડાવવું ઘટે.

પિતાપુત્રી વચ્ચે ઘરની અંદર સંભાષણ ચાલી રહ્યું હતું તે વખતે આપણી સાથે સાથે બીજી એક વ્યક્તિ એક બાજૂએ ઉભી રહીને અંદર ચાલતી બધી વાતચીત છુપી રીતે સાંભળી રહી હતી. વાતો મોટેથી થતી હતી ત્યાં સુધી તો તે માણસ બધું સાંભળી શકયો પરંતુ પછીથી તેને કંઇ સંભળાયું નહિ એટલે તે કંટાળ્યો અને પોતાને કોઇ જોઇ ગયું તો નથી તેની તપાસ કરવા ભયભીત ચહેરે તેણે ચોમેર નજર ફેરવી અને ઘણીજ સાવચેતીપૂર્વક તે ત્યાંથી વિદાય થયો. ત્યારે વાચક ! આપણે પણ છુપી રીતે પિતાપુત્રીનો સંવાદ સાંભળનાર વ્યક્તિ કોણ છે તે જાણવા તેની પૂંઠ પકડીએ.



# પ્રકરણ ત્રીજું.

—:o:—

## એ કોણ ?

એ વ્યક્તિ તે ઝુંપડી પાસેથી ગૂપચૂપ નીકળી જઇને ચોર રસ્તેથી સાવચેતીપૂર્વક ગઢ ઉપરથી નીચે ઉતરવા લાગી. આ સમયે ચન્દ્રોદય થયો હતો અને સ્વચ્છ કૌમુદિમાં તે ભેદી માણુસના શરીર પરનાં કપડાં બહુ સારી રીતે નજરે પડતાં હતાં. તેણે સુરવાળ પહેરી હતી અને અવાજ ન કરે તેવા પણ મજબુત ચંપલ પોતાના પગમાં પહેર્યાં હતા. માથે કેસરીયા રંગનો ફેંટો હતો અને શરીર પર સાદું અંગરખું ધારણ કરેલું હતું. કમર પર દુપટ્ટો વીંટાળેલો હતો, જેમાં જંમૈયો, ખંજર, કટારી વિગેરે ત્રણચાર નાનાં પણ તિક્ષ્ણ હથિયારો રાખેલાં હતાં. તેના જમણા હાથમાં તલવાર હતી તથા ડાબા હાથમાં એક ભારે લાઠી હતી. તેના પહેરવેશ પરથી તે કોઈ મરાઠો હોય એવું દેખાતું હતું અને આવી રાત્રિના સમયે તે એકલો ચોર રસ્તેથી બેધડક નીચે જતો હતો, તે પરથી તેને ચોર રસ્તાની સારી માહિતી હોય એમ જણાતું હતું. વાચક ! આ માણુસ કોણ હશે અને છત્રપતિની આજ્ઞાનો ભંગ કરીને તે આવા રાત્રિના વખતે કયાં જતો હશે ? પણ જવા દો; તેના વિષે ખાલી તર્કવિતર્ક શા ? આપણેજ તેની પછવાડે જઇએ એટલે બધું સમજાઈ જશે.

ગઢ ઉપરના ચોર રસ્તાની તેને સારી માહિતી હોવાથી તે થોડીવારમાં નીચે પહોંચ્યો અને છૂટા મેદાનમાં આવતાં—

વેંત તે નિર્ભય બન્યો. આ વખતે તેને એક પ્રકારનો વિશેષ આનંદ થયેલો દેખાતો હતો. તે ઘડીમાં મનમાં હસતો હતો અને ઘડીમાં વિચારમગ્ન થઇ જઈ જ્યાંનો ત્યાં પૂતળાની માફક સ્તબ્ધ થઇ જતો હતો. જે કાર્ય માટે તે આટલી ઉતાવળથી જોખમ ખેડીને પણ નીચે ઉતર્યો હતો તે કાર્ય માટેનો તેનો ઉત્સાહ તો હજી જેવો ને તેવો જ હતો તે તેની ચાલવાની ઝડપ પરથી સાફ દેખાઇ આવતું હતું. પરંતુ વચ્ચે તેની ઝડપમાં થતા ભંગ પરથી તે કાર્ય કરવું કે ન કરવું તે સંબંધી તેના મનમાં ભાંજગડ ચાલી રહી હોય એવું પણ જણાતું હતું.

આ પ્રમાણે થોડાક વખત સુધી સરળ રસ્તે ચાલી ખૂલ્લા મેદાનમાંથી પસાર થયા પછી તે માણસ એકદમ ડાબી બાજૂની પગકેડી પર ફંટાયો અને ત્યાંથી તે ચઢાણ ચડવા લાગ્યો. આ રસ્તો જરા મુશ્કેલ હતો તો પણ તેનો તે પૂરો માહિતગાર હોવાથી તે આખો ચઢાણ ચડયા પછી કલાકેકના અરસામાં ટેકરીના મથાળે જઇ પહોંચ્યો. આ ઠેકાણે થોડીક વાર બેસીને વિશ્રાંતિ લીધા પછી તેણે પોતાની પાસેની સીટી કાઢીને જોરથી વગાડી. પાંચેક મીનિટમાં સામેની બાજૂએથી ચાર શખ્સો તેની પાસે હાજર થયા. તે ચારે જણ આવ્યા પછી પાંચે જણ જમણી દિશામાં જવા ઉપડયા. રસ્તામાં તેઓમાંથી કોઇ કંઇજ બોલ્યું નહિ પણ પેલા ચાર શખ્સોના પહેરવેશ પરથી તથા તેઓની લાંબી દાઢીઓ પરથી ચોકખું જણાઇ આવતું હતું કે નવીન આવનારા ચારે શખ્સો મુસલમાન હતા.

રસ્તે જતાં મોગલોના સૈન્યની વિસ્તીર્ણ છાવણી પડેલી હોવાથી ઠેકઠેકાણે ચોકીઓ રાખવામાં આવી હતી. આ ચાર

જણુ પાસે પરવાનો હોવાથી તેમને તથા ગઢવાળા પેલા મરાઠાને કોઇએ રોકયા નહિ. આ પ્રમાણે ઘણા તંબુઓ ઓળંગ્યા પછી તે પાંચે જણ એક ભવ્ય શામિયાનાની નજીક આવી પહોંચ્યા. આ ઠેકાણે તંબુની બહાર સારી રોશની હતી. તેની ચારે બાજૂએ ઉઘાડી તલવારે પહેરો ભરતા પહેરેગીરો હતા. 'કૌન હૈ' નો પોકાર થતાંજ પેલા ચાર જણમાંના એકે, એક લખોટો કાઢીને પહેરેગીરોના નાયકને આપ્યો. તેણે તેમાંનો કાગળ વાંચીને પેલા મરાઠા તરફ ઘડીભર તે તાકીને જોઈ રહ્યો. પછી બધાને ત્યાંજ ઉભા રાખીને તે શામિયાનામાં ગયો. પાંચેક મીનિટ પછી તે બહાર આવ્યો અને પેલા મરાઠાને તેણે કંઇક કહ્યું, જેથી એ મરાઠાએ પોતાનાં બધાં હથિયારો ઉતારી નાખ્યાં અને એક પહેરેગીરને તે સઘળાં સોંપી દીધાં. પછી પેલો નાયક તેને લઇને શામિયાનામાં દાખલ થયો અને પેલા ચાર જણ પોત પોતાના તંબુમાં ચાલ્યા ગયા.

શામિયાનાની અંદરની રોશની બહારના કરતાં વધારે પ્રકાશવાળી અને ભપકાવાળી હતી. જમીનપર કિંમતી ગાલીચા પાથરવામાં આવ્યા હતા અને શામિયાનાની ચારે દિવાલો પર ઝરીયાન પરદા ટાંગવામાં આવ્યા હતા. તેના મધ્ય ભાગમાંજ એક સુશોભિત ઝુમ્મર લટકી રહ્યું હતું, જેના સ્વચ્છ પ્રકાશમાં આ શામિયાનાની મુખ્ય બેઠક ખબ ઝગમગાટ મારી રહી હતી. આ શામિયાનો કોઇનો નહિ પણ વાચક ! અફઝુલખાનનોજ હતો. ખાન પોતાના હાથ પર મસ્તક ટેકાવીને અડધી બેસવાની અને અડધી સૂવાની સ્થિતિમાં પડયો હતો. તેના સુશોભિત આસનની ચારે બાજૂ ચાર ખોજાઓ નાગી તલવાર લઇને પોતાના માલીકનું સંરક્ષણ કરવાને તત્પર થઇને ખડા હતા. આ શામિયાનો ખાનનું વિશ્રાંતિસ્થાન હતું.

પહેરેગીરોના નાયકે આપણા મરાઠા જુવાનને અંદર પ્રવેશ કરાવ્યો. નાયકે તરત જ ઘુટણ પર પડીને ખાનને કુરનિશ બજાવી. ખાને જરાક સ્મિત કર્યું. આ પછી બન્નેની વાતચીતની શરૂઆત થઈ પરંતુ તે વાતચીત ઘણી ધીમેથી ચાલતી હતી. ખાને પેલા મરાઠાને શા પ્રશ્નો પૂછ્યા અને તેણે તેના કેવા જવાબો આપ્યા એ બધું આપણે હમણાં જાણી શકીએ તેમ નથી. આ પ્રમાણે એ બેહુ જણ વચ્ચે એક કલાક વાર્તાલાપ ચાલ્યો, જે પછી ખાને પેલા નાયકને કંઈક હુકમ કર્યો.

નાયક તરતજ બહાર ગયો અને થોડીકવાર પછી પોતાના હાથમાં ભારે કિંમતના બેચાર સુવર્ણનાં અલંકારો તથા ઝરીયાન મંડિલ લઈ આવ્યો, જે ખાને તે મરાઠાને ભારે પ્રેમથી બક્ષિસ કર્યાં. આ કિંમતી બક્ષિસનો મરાઠાએ કુરનિશ બજાવી સ્વીકાર કર્યો અને તે બદલ ખાનનો અહેસાન માની તે શામિયાનાની બહાર નીકળ્યો.

પેલા પૂર્વોક્ત ચાર જણ પાછા તેની સમક્ષ હાજર થયા પરંતુ આ વખતે પણ તેઓમાંનો કોઇ મરાઠાની સાથે કશું બોલ્યો નહિ. પહેલાંના સ્થળે તેને પહોંચાડીને તેને સલામ કર્યા પછી એ લોકો પાછા પોતાની છાવણી ભણી વળ્યા. આપણો મરાઠો પણ પોતાને રસ્તે ઝપાટાબંધ ચાલવા લાગ્યો. આ વખતે અરૂણોદય થવા આવ્યો હતો તથાપિ સર્વત્ર શૂન્યકાર છવાઇ રહ્યો હતો. આ પ્રમાણે ગઢ પર પાછા આવતી વખતે આ મરાઠાને આનંદિત થવાનું પ્રયોજન હતું પણ તે તો ઉલટો ચિંતાતુર હોય એવું જણાયું. આમ કરવાનું શું કારણ હશે તે તેનેજ ખબર. તે એકસરખી ઝડપે ટેકરી ઉતરીને વચ્ચેનો માર્ગ પાર કર્યા પછી સૂર્યોદય પૂર્વે ગઢ ઉપર પહોંચી ગયો.



# પ્રકરણ ચોથું.

—:o:—

## પરિચય.

આપણી આ નાની વાર્તામાં હજી સુધી ત્રણ પાત્રો અવતીર્ણ થયાં છે. તેમનો પૂરો પરિચય તો વાર્તા વાંચવાથી રફતે રફતે જણાશે પરંતુ તે વર્ણન સમજવામાં મુશ્કેલી ન નડે તે ખાતર એ ત્રણે પાત્રોનો થોડાશો પૂર્વ ઇતિહાસ વાચકોએ જાણવો જોઇએ.

મહારાષ્ટ્રમાં મરાઠાઓની ગાદી સ્થાપવાની છત્રપતિની મહત્ત્વાકાંક્ષાને વિશેષ ટેકો આપનારા અને તે પછી તેમના જમણા હાથ થઈ પડેલા જે ચાર નરવીરો હતા તે પૈકી માનાજીરાવ મોહીતે એક હતા. હરેક રણસંગ્રામમાં અને નાનાશા મનસૂબામાં પણ માનાજીરાવ હમેશાં શિવાજી મહારાજની નજીક જ રહેતા. તાનાજી, હીરાજી વિગેરે છત્રપતિના બીજા જાની દોસ્તો માત્ર શમશેર બહાદુર હતા પરંતુ માનાજીરાવ પ્રત્યેક કામમાં કુશળ હોવાથી છત્રપતિ તેને હમેશાં પોતાની સાથે જ રાખતા હતા. માનાજીરાવને લખતાં વાંચતાં તો આવડતું ન હતું પણ તેમની સલાહ ઘણી ઘુંજત નિવડતી. તેઓ ઘણા ધોરણી અને દીર્ઘદૃષ્ટા હોવાથી, તેમના એ ગુણો પર લુબ્ધ થઇને સરકારે તેમને ગઢ ઉપર રહેવાનો કાયમનો બંદોબસ્ત કરી આપ્યો હતો.

માનાજીરાવનું શ્રી શિવાજી પાસે સારૂં વજન પડતું હતું અને લડાઇના કામમાં પણ તેઓ બાહોશ હતા. વળી તેઓ

'હાજી હા' ના દુર્ગુણુથી પર હતા. યુદ્ધ પ્રસંગે શત્રુથી તેઓ જેવી રીતે ડરતા ન હતા તેવી જ રીતે પોતાની સલાહ વ્યક્ત કરતાં તેઓ બિલકુલ ડરતા નહિ અને પોતાની સરળ તેમજ સ્પષ્ટ વાતથી કોઇનું મન દુઃખાશે કે કેમ તેની તેઓ બિલકુલ પરવાહ રાખતા નહિ. તેમના આવા નિખાલસ સ્વભાવને લીધે કોઈ કોઈ વખત તેમને ખુદ છત્રપતિ સાથે ચકમક ઝરતી હતી પરંતુ તેમની નિસ્પૃહતા માટે શ્રી શિવાજીને પૂર્ણ ખાતરી હતી.

પન્હાળાગઢમાં માનાજીરાવનું એક નાનુંશુ ઘર અને થોડીક જમીન હતાં. પહેલાં પહેલાં માનાજીરાવ જ્યારે છત્રપતિની જોડે જતા ત્યારે તેમના ઘરની બધી વ્યવસ્થા તેમની પત્ની કરતી હતી પણ પછીથી જ્યારે તેઓ વિધુર થયા ત્યારે છત્રપતિએ તેમને પોતાની જોડે ન લઈ જવાની સગવડ કરી આપી હતી અને તેમને ગઢ ઉપર જ રહેવાની રજા આપી હતી. પોતાની ભર જુવાનીના સમયમાં પોતાના માલિકને પોતે કંઈજ ઉપયોગમાં આવતા નથી એ વિચાર તેમને ખિન્ન બનાવી મૂકતો પરંતુ તેમના અલ્પ સુખના એકનાએક સ્મારકમાં—એકની એક કન્યાને ઉછેરવાનું પોતાને માથે આવી પડેલું હોવાથી તેમને પરાણે ઘેર રહેવું પડતું હતું. તેમની પહેલી સ્ત્રી મૃત્યુ પામી તે પછી માનાજીરાવે બીજું લગ્ન કરવું એવો છત્રપતિએ સુધ્ધાં આગ્રહ કર્યો હતો પરંતુ સ્વામીસેવામાં વિઘ્ન આણનારી આ અડચણ અનાયાસે દૂર થઈ તે પછી ફરીને તે ભાંજગડમાં પડવું એ સુખાવહ નિવડનાર નથી એવો વિચાર કરીને પોતાની કન્યા પરના પ્રેમની ખાતર તેમણે વિધુરપણામાં જ સુખ માન્યું હતું.

માનાજીરાવને બાળબચ્ચાંમાં માત્ર એકજ કન્યા હતી. એ

છોકરીનું નામ સગુણા હતું. આ તેમની લાડકી છોકરીને ઉછેરવા તેની માતા તેના જન્મ પછી એક વર્ષ પણ જીવી નહિ. કેવળ પોતાનું વંધ્યાપણું ટાળીને માત્ર સાત આઠ માસમાં તે આ નશ્વર જગત્‌ને આખરના પ્રણામ કરી ગઇ. તે દિવસથી નાની સગુણાના પાલનનો બોજો માનાજીરાવ પર આવી પડયો.

આવી મુશ્કેલીભરી ફરજ માનાજીરાવ પર આવી પડેલી હોવાથી છત્રપતિએ પણ તેમના પરની નોકરીની જવાબદારી ઘણીખરી ઓછી કરી નાખી અને આથી માનાજીરાવને પત્નીવિરહ એટલો બધો જણાયો નહિ. સગુણાના બાળપણના કાલા બોલો સાંભળીને તેઓ પત્નીનું દુઃખ વિસરી જતા. પણ જેમ જેમ પુત્રી મોટી થવા લાગી તેમ તેમ તેમને પત્નીની ખોટ જણાવા લાગી કારણકે આજે નહિ તો કાલે પુત્રીના લગ્ન થયા પછી તે સાસરે જશે એટલે તેને કંઇ રીતભાત શીખવવાની ખાસ જરૂર હતી અને આવા કામમાં પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે મહાવરો હોવાથી પત્નીવિરહના ખરા ચટકા હવે તેમને લાગવા માંડયા.

પણ તેનો ઉપાય શો ? ખુદ માનાજીરાવના ઘરનું અથવા પત્નીના પીયરનું તેમને ઘેર આવીને રહે એવું કોઇ ન હોવાથી પોતાનું દુઃખ ગળી જઇને છોકરીની પાછળ તેમને ધ્યાન રાખવું પડતું અને ભવિષ્યમાં કન્યાનું શું થશે એ જ એક ફીકર તેમને અહોરાત્ર થયા કરતી. આવી હાલતમાં સુખ માનવાનો ખરો આધાર જો કંઈ હોય તો તે તેમનો આનંદી સ્વભાવ જ હતો. તેઓ મીઠાબોલા અને મિલનસાર સ્વભાવના હોવાથી પાડપડોશીઓનો તેમના પર સારો ચાહ હતો અને આને લીધે તેમની કન્યાને લગતી ઘણીખરી ફીકર ઓછી થવા પામતી. સગુણાની વેણી, લુગડાં, ખાવું પીવું વિગેરે કામ પડોશણો

ઘણી હોંસથી કરતી અને સગુણા પણ ચાલાક હોવાથી બધું કામ તે સ્ત્રીઓ પાસેથી ટૂંક વખતમાં શીખી ગઈ અને પોતાના નામ પ્રમાણે જ ખરેખરી સગુણા બની ગઈ.

પણ આ બાજૂએ માનાજીરાવને છોકરીના સંબંધમાં એક બીજી ફીકર થવા લાગી. છોકરી પરણવાને લાયક થઈ ગઈ હતી. પત્નીનું દુઃખ જે પુત્રીએ સાવ વિસરાવી દીધું તે એકની એક કન્યાનો વિરહ તેને ઘણો દુઃખદ થઈ પડયો. પણ કન્યાને અવિવાહિત રાખવી એ યોગ્ય નથી એવો પુખ્ત વિચાર કરીને તેણે તે બાબતની ગોઠવણ કરવા માંડી હતી. વર પસંદ કરવાના કામમાં તેણે ભારે મહેનત કરી હતી પણ હજી સુધી તેને મનગમતો જુવાન મળી આવ્યો ન હતો એટલે તે ચિંતામાં પડયા હતા.

આ વખત માનાજીરાવની કસોટીનો હોય એમ જણાતું હતું. આવા પ્રસંગેજ મોગલ સરદાર અફઝુલખાને છત્રપતિ પર હલ્લો કરવાના ઉદ્દેશથી પન્હાળગઢની નજીક આવીને પડાવ નાખ્યો હતો અને તે કયે વખતે ગઢ ઉપર ચડી આવશે તેનો નિયમ ન હતો. આખો ગઢ ફીકરમાં ગર્ક હતો અને ગઢના મુખ્ય અધિકારી માનાજીરાવને સુધ્યાં આ બાબતમાં શું કરવું તેની ભારે ફીકર લાગી હતી. આ પ્રસંગને લગતી માનાજીરાવ અને તેની પુત્રી વચ્ચેનો સંવાદ આપણે આગળ વાંચી ગયા છીએ.

યોગ્ય વર ખોળી કાઢવાના કામમાં માનાજીરાવ અવિશ્રાંત મહેનત કરી રહ્યા હતા જ પણ આપણી સગુણાબાઈ સાવ ચૂપ બેઠી હતી એવું કંઈ ન હતું! પોતે વયે પુગવાથી તે શાણી અને સમજણી થઇ હતી અને પોતાનું હિતાહિત સમ-

જવા લાગી હતી. તેના ઘરની બાજૂમાં આબાજીરાવ શીરકે નામના એક સુખી ગૃહસ્થ રહેતા હતા અને તેમના એકનાએક પુત્રને સગુણાએ પોતાનો ભાવિ પતિ કરવાની ધારણા રાખી હતી. નીંબાજીરાવ–આબાજીરાવનો પુત્ર–પચ્ચીસ વર્ષની વયનો હોઇ ભરજુવાનીમાં મહાલતો હતો અને તે દેખાવડો તરૂણ હતો. દંડાબાજી, તલવારબાજી, ભાલાબાજી વિગેરે મર્દાનગીની રમતોમાં નીંબાજી ઘણો નિપુણ હતો અને આ તેના ગુણો પર તથા ખાસ કરીને તેના દેખાવડાપણા પર મોહી પડી સગુણાએ તેને પોતાના ભાવિ પતિ તરીકે પસંદ કર્યો હતો.

આ પહેલાં તો તેઓ બન્ને એકબીજાને ગૂપચૂપ મળતા રહેતા અને એકબીજા પ્રત્યે પોતપોતાનો પ્રેમ પ્રદર્શિત કરી ચૂકયા હતા. પોતાનો વિવાહસંબંધ કયારે બંધાશે એની તેઓ ઉભય મોટી આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા. તેઓની આ છૂપી હીલચાલ માનાજીરાવની જાણમાં આવી હતી અને પુત્રીને સુખ મળે એટલા ખાતર તેનું વેવિશાળ નીંબાજી સાથે જ કરવાનો તેનો વિચાર હતો. પરંતુ નીંબાજી સ્વભાવે જરા ચંચળ હોવાથી તેનો નિશ્ચય વારંવાર ડગી જતો. આ શંકાને માનાજીરાવે બહુ મહત્ત્વ આપ્યું ન હતું પણ 'જ્યારે દુશ્મન ચડી આવ્યો છે ત્યારે ગઢ ઉપરનું દરેક કુટુંબ કંઇને કંઈ ચિંતામાં પડેલું હોવા છતાં શીરકેનું જ કુટુંબ તટસ્થ રહ્યું છે' એવું તેના જોવામાં આવવાથી તે કુટુંબની અને ખાસ કરીને તરૂણ નીંબાજીરાવની રાજ્યનિષ્ઠા વિષે માનાજીરાવના મનમાં શંકા પેઠી. આ શંકા તેણે જાહેર કરી ન હતી પણ શીરકેના કુટુંબના અને ખાસ કરીને નીંબાજીની હીલચાલ પર તે બહુ બારીકીથી તપાસ રાખતા. વળી નીંબાજીને લગતી આ શંકો માનાજીરાવે

સગુણાને જણાવી દીધી હતી એ તો આપણે વાંચી ગયા. તેની આ શંકા અસ્થાને હતી કે કેમ તે હવે આપણે જોઇએ.

નીંબાજીની રાજ્યનિષ્ઠાની ચોકસી કરવા માટે વાચકો! આપણને બહુ ઉંડા જવાની જરૂર નથી. આગળ આપેલો પિતા-પુત્રી વચ્ચેનો સંવાદ બહારથી ગૂપચૂપ સાંભળનાર અને ત્યાર પછી અફઝુલખાન પાસે જઇને સૂર્યોદય પહેલાં ગઢ ઉપર હાજર થઇ જનાર બીજો કોઇ નહિ પણ સગુણાનો ભાવિ પતિ નીંબાજી જ હતો. આટલી તની હકીકત જાણ્યા પછી તેની રાજ્યનિષ્ઠા કેવી હતી તે સહજ સમજાય એવું છે અને માનાજીરાવની શંકા તદ્દન અસ્થાને ન હતી એ પણ આ પરથી સ્પષ્ટ જણાય છે.

નીંબાજીરાવ શીરકેનું કુટુંબ સંપીલું હતું અને પૈસે ટકે સુખી હતું એ વાત ખરી પણ ગઢ ઉપર નીંબાજીને કશો ઓદ્દો ન મળેલો હોવાથી અને કોઇની આજ્ઞા તળે રહેવાનું તેને પસંદ ન હોવાથી તે સ્વછંદીપણાને પોષી રહ્યો હતો. વળી તેનો પિતા આબાજીરાવ પણ મિજાજી હતો. કદિ કોઇને નમવું નંહિ એવો તેનો સ્વભાવ હતો. આમ છતાં તે ચાણાક્ય પણ તેવો જ હતો. આથી જેવું કારણ તેવું ધોરણ રાખવામાં તે કુશળ હતો. પણ તેનો આ અજબ ગુણ તેના પુત્ર નીંબાજીમાં ઉતરેલો નહિ હોવાથી મોગલોનો ઠાઠ જોઇને નીંબાજીના મોંમાં પાણી છૂટયું અને આવા કટોકટીના મામલામાં શ્રી શિવાજી તરફ નિમકહરામ થઈ ખાનના પક્ષમાં ભળીને કોઈ મોટો સરદાર થવાનો તેને લોભ લાગ્યો.

ગઢ ઉપરના ગુપ્ત માર્ગો તેને પૂર્ણપણે જાણીતા હતા અને આ માર્ગોમાંનો એકાદ મોગલોને દેખાડવાથી અફઝુલખાન તરફથી તેને એકાદ મોટી જાગીર મળે એવી લાલચથી

તે પોતાના જ ભાઇઓ પર મોટી આફત લાવવાને તૈયાર થયો હતો. માનાજીરાવને તે ઓળખી ગયો હતો અને આવે પ્રસંગે પોતાના સંબંધી તેઓ કંઈ શંકા ધરાવે છે કે કેમ તે જાણવાની ખાતર તે અંધારામાં ગૂપચૂપ પિતાપુત્રીનો સંવાદ સાંભળવાને ઉભો રહી ગયો હતો.

ત્યાંથી તે ગઢ ઉતરીને નીચે પડેલી ખાનની છાવણીમાં ગયો. તેણે ખાનને કંઈક મહત્ત્વની બાતમી પૂરી પાડેલી હોવી જ જોઇએ. જો તેમ ન હોય તો આપણે આગળ વાંચ્યું તે મુજબ ખાનના હાથે તેનું આટલું મોટું સન્માન થાયજ શાનું? અસ્તુ. હવે ત્રણે પાત્રોનો આપણે થોડાઘણો પરિચય કર્યો એટલે તેઓનો જીવનક્રમ હવે આપણે જોઈશું.



# પ્રકરણ પાંચમું.

---

## રાજદ્રોહી.

—:૦:—

ખાન પાસેથી બહુમાનપુરઃસર ઝરીયાન પોશાક અને નજરાણું મેળવ્યા પછી જાણે પોતે મોટો વાઘ માર્યો હોય તેવી રીતે ખૂબ આનંદમાં આવી જઇને નીંબાજીભાઈ મોટા ઠસ્સામાં ગઢ ઉપર પાછા ફર્યા એ તો આપણે વાંચ્યું. તે ગઢ પર પાછો ફર્યો ત્યારે તેની મુખમુદ્રા જોઇએ તેટલી પ્રફુલ્લિત ન હતી એ પણ આપણે વાંચ્યું છે. આવો સત્કાર પામ્યા પછી તેનાથી પેદા થતા આનંદની પ્રતિકૃતિ તેના ચહેરા પર દેખાવી જોઇએ એ કુદરતી નિયમ છે પણ તેનો ચહેરો જોઇએ તેટલો ઉલ્લસિત ન હતો તેનું કારણ એ હતું કે ગઢ ઉપર પાછા ફર્યા પછી પોતાના હાથે થયેલા કામ માટે તેને ધાસ્તી લાગવા માંડી હતી. ખરૂં કહીએ તો અત્યારે તેને પસ્તાવો થવો જોઇતો હતો અને જો તેને તેમ થયું હોત તો તેના અંતઃકરણની શુદ્ધિ પણ થવા પામત પણ દુર્ભાગ્યે તેના અંતઃકરણને પશ્ચાતાપે સ્પર્શ પણ કર્યો નહિ. શિવાજીનો હું નોકર નથી અથવા તો તેની જોડે મારે કશી લેવાદેવા નથી એટલે ખાનનું થોડુંક કામ કરી આપ્યું તેના બદલામાં તેણે મને પારિતોષિક આપ્યું તો તે સ્વીકારવામાં શિવાજી મહારાજ તરફ હું શાનો નિમકહરામ નિવડયો કહેવાઉં? આવા વિચારોથી નીંબાજીનું મગજ ભરચક હોવાથી પોતાનો અવિચાર તેને જણાયો નહિ તથા શત્રુને ઘરમાં ઘાલ્યા પછી તે જ શત્રુ તેની

પણ શરમ કે માન રાખનાર નથી એ વિચાર પણ તેને સૂઝયો નહિ તો પછી પશ્ચાતાપની શી વાત ?

તથાપિ જો કદાચ પોતાનું કૃત્ય ઉઘાડું પડી જાય તો છત્રપતિ પોતાને ગઢ ઉપર રહેવા દેનાર નથી એટલું જ નહિ પણ પોતાને જબ્બર શિક્ષા મળે તો તેનો બાપ પણ તેની તરફ સહાનુભૂતિ દર્શાવે નહિ એ વિચારે જ નિંબાજી જરાતરા ગભરાતો હતો. આમ છતાં અવિચારને લીધે અંધ બનેલા નીંબાજીના દિલમાં આ ગભરાટની અસર લાંબો વખત ટકી નહિ. શિવાજી મહારાજ બહુબહુ તો હદપાર કરશે પણ તેમ થાય તોયે પોતાને લાભ જ થવાનો એમ મૂર્ખ નીંબાજી માનતો હતો. તે હદપાર થાય એટલે પોતે જાહેર રીતે મોગલોનો આશ્રય લે તથા પોતાનો ભાગ્યોદય કરે એવું સુંદર સ્વપ્ન તેની આંખો સમક્ષ તરી રહેલું હોવાથી પોતાની અધમતા તેને બિલકુલ જણાતી ન હતી.

પણ બધા કરતાં મોટામાં મોટી ચિંતા તેને સગુણાની હતી. તે તેના પ્રેમપાશ વડે જકડાયેલો હતો. પણ સગુણાના પિતા માનાજીરાવ તો પક્કા સ્વામીભક્ત હતા. શ્રી શિવાજીના બાલને ઈજા થાય તોપણ તેમને ભારે વેદના થાય અને સગુણા પણ આ બાબતમાં તેમની પ્રતિમા જ હતી. આવી સ્થિતિમાં માનાજીરાવને જો પોતાના સંબંધમાં સંશય આવે અને તે સંશય જાહેર થયા પછી શિવાજી મહારાજનો પોતાના પર કોપ ઉતરે તો સગુણાનો પ્રેમ કાયમ રહે કે કેમ તે સંબંધી તેના દિલમાં શંકા ઉપજી. આ શંકા ક્ષણે ક્ષણે વધતી જતી હોવાથી શંકાએ ભીતિનું સ્વરૂપ પકડયું અને તેથી તેના ચહેરા પરનો ઉલ્લાસ અદૃશ્ય થયો અને શોકાર્તતાએ તેનું સ્થાન લીધું.

પણ એક ક્ષુદ્ર કલ્પનાથી ડગી જાય એવા કાચા દિલના

નીંબાજી ન હતો. તેની પાસે યુક્તિઓનો ભંડાર હતો અને ગમે તે યુક્તિપ્રયુક્તિ વડે ભોળી સગુણા પર પોતે અસર કરી શકશે એવી તેની ખાતરી હતી. સગુણાનો તેના પર પૂર્ણ પ્રેમ હતો એટલે પ્રેમની ખાતર તે માનાજીરાવની વિશેષ પરવાહ નહિ કરે એમ નીંબાજી ધારતો હતો, અને કેવળ આ એક જ આશાના જોર પર તેની બધીજ શંકાઓ ગળી ગઈ અને તે પોતાને ઘેર પહોંચ્યો ત્યારે તો તેનો ચહેરો પાછો પ્રફુલ્લિત બની ગયો.

કેટલી અધમતા? મહારાષ્ટ્રમાં સર્વત્ર મરાઠાશાહીની સ્થાપના કરવા માટે અહોરાત્ર અવિશ્રાંત શ્રમ વેઠી રહેલા છત્રપતિ તરફ નીંબાજીની તલભાર સહાનુભૂતિ નહિ? જેના રાજ્યમાં પોતે સુખમાં જીવન ગાળતો હતો તેના જ રાજ્ય પર દુશ્મનને લાવવાનું તેનું કાવત્રું પકડાઈ જવાથી પોતાને શિક્ષા થશે એવી જેને ધાસ્તી લાગે નહિ એવા પુરૂષનું હૃદય કેવું સમજવું? તેની અધમતાની અવધિ તો ત્યારે જ આવી રહી કે જ્યારે તેણે ભોળી અને સાત્વિક મનની સગુણાને પણ પોતાના જેવી જ ગણી! નીંબાજી–મૂર્ખ નીંબાજી! જેની રાજનિષ્ઠાની ઇતિહાસ સાક્ષી આપી રહ્યો છે અને જેની અસીમ સ્વદેશ ભક્તિ પર તથા સ્વામીનિષ્ઠા પર ફીદા થઇને છત્રપતિએ જેને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું હતું એવા નરવીર માનાજીરાવ કે તેની સંતતિ સત્યના માર્ગથી વિચલિત થશે એમ કલ્પના જ તને કેમ આવી? પણ નીંબાજી! ધ્યાન રાખજે કે તારાં દુષ્કૃત્યો બહાર આવ્યાં વગર રહેવાનાં જ નથી અને તે વખતે તારી જે વલે થશે તેની વ્યથામાંથી મુક્ત થવું ઘણું મુશ્કેલ પડશે. અસ્તુ.

પોતાનાં મનનું કોઈપણ પ્રકારે સમાધાન કરી ભવિષ્ય વિષે ઉજળાં સ્વપ્નો જોતો નીંબાજી પોતાને ઘેર પાછો આવ્યો

ત્યારે સવાર પડી ગઈ હતી. સારે નસીબે રાતે તેની ગેરહાજરીની કોઇને ખબર પડી ન હતી. મકાનમાં દાખલ થઇને તે સીધો જ પોતાના ઓરડામાં પેઠો. દરમિયાન વાચકો! ચાલો આપણે સગુણા તરફ વળીએ.

સવારના પહોરમાં નાકેબંદીની નિમણુકો થનારી હોવાથી અને યુધ્ધનો પ્રસંગ આવી પહોંચે તો પોતાની લાડકી કન્યાનું શું થશે એ એક જ પણ અત્યંત પ્રખર ચિંતાને લીધે માનાજીરાવને આખી રાત જરા યે ઉંઘ આવી નહિં. પણ સગુણાનું કેમ? તે તો બિચારી ભોળી હતી એટલે તેને ચિંતા કેવી? તે તાબડતોબ નિદ્રાવશ થઈ પરંતુ તેને પણ આ સુખ બે ત્રણ કલાકથી વધુ મળી શક્યું નહિ. સૂર્યોદયે માનાજીરાવને દરબારમાં હાજર થવાનું હોવાથી તેમને ન્હાવાની તજવીજ કરવા ખાતર સગુણા વ્હાણે વહેલી ઉઠી અને સ્નાનક્રિયાદિ કરીને માનાજીરાવ ઘર છોડી ગયા તે પછી તે પોતાના નિત્ય કર્મમાં લીન થઈ ગઈ.

કારણ ગમે તે હો પરંતુ સગુણાનું મગજ આજે સ્વસ્થ ન હતું. ગૃહકાર્યમાં તેનું દિલ લગારે ચોંટતું ન હતું. માનાજીરાવે રાત્રે ઉચ્ચારેલા શબ્દોના ભણકાર તેના કાનમાં હજીયે વાગ્યા કરતા હતા. આગળ જતાં શું થશે એ વિચાર તેના મગજમાં ઘોળાયા કરતો હતો. આજ સુધી આવો વિચાર તેને કદાપિ થયો ન હતો અને સ્ત્રીધર્મ પ્રમાણે પોતે વિવાહિત થાય તો સાસરૂં તથા પીયર બન્ને એક જ ગામમાં તેમજ તદ્દન નજીક નજીક હોવાથી પિતાનો પોતાને વિયોગ થશે એવી કલ્પના તેને કદિ થઈ ન હતી. પણ સઘળો પ્રકાર તેને આજે ઉલટો જ દેખાવા લાગ્યો. હાલમાં વિલક્ષણ તૈયારીઓ ચાલતી હોવાથી લગ્ન જેવા શુષ્ક પ્રેમના વિષયમાં મન પરો-

વવાની માનાજીરાવને બિલકુલ પુરસદ ન હતી. આટલું જ નહિ પણ પોતે જેને મનથી વરી હતી તે પતિ સંબંધી અમુક શંકા આવેલી હોવાથી તે નીંબાજી જોડે સંબંધ જોડવાની સંમતિ આપશે કે કેમ એ પણ એક પ્રશ્ન જ હતો. આ વાત તેના મગજમાં ખડી થતાં તેના હૃદયમાં ગડમથલ થતી હતી કે દેશાભિમાન ચડે કે પ્રેમ ?

નીંબાજીના રૂપ પર અને વિશેષતઃ તેના ગુણો પર લુબ્ધ થઇને તે તેને મનથી વરી હતી અર્થાત્ પોતાનો પ્રેમ સંપૂર્ણ રીતે તેણે તેને જ અર્પણ કર્યો હતો, તે વાત હવે થઇ ન થઇ કેમ થાય ? પહોળા પટમાં વહેતા નદીના પ્રવાહને જેમ પાછો વાળી શકાય નહિ તેવીજ રીતે એકદા એક વિશિષ્ટ વસ્તુ તરફ સ્થિર નિશ્ચય સહિત વહી રહેલા પ્રેમપ્રવાહને પાછો વાળવો એ સર્વથા અશક્ય છે. વળી માનાજીરાવને નીંબાજી વિષે જે શંકા આવી હતી તે બાબતનો પણ તેણે કશો ઈશારો કર્યો ન હતો. નીંબાજીના શૌર્ય સંબંધી સગુણાને ખાતરી જ હતી અને યુદ્ધમાં તે કદિ હારે નહિ એવો તેનો સંપૂર્ણ વિશ્વાસ હતો. રાજનિષ્ઠા સંબંધી તો છત્રપતિનો પુણ્ય પ્રતાપ જ એવો ઉજ્જવળ હતો કે તેમનું અન્ન ખાનારા તેમને નિમકહરામ નિવડે એ કલ્પના જ અસંભવિત જણાતી હતી. આ ઉપરાંત આબાજીરાવનું કુળ પ્રતિષ્ઠિત હતું અને આ ગઢ ઉપર તેની ત્રણ પેઢી પસાર થઈ હતી એટલે આવા કુટુંબનો માણસ છત્રપતિને બેવફા નિવડે એ શંકાને સ્થાન જ શાનું મળે ? તો પછી માનાજીરાવના કહેવાનો ભાવાર્થ શો ? ગમે તેમ હો. નીંબાજીના અંગમાં એકાદ દુર્ગુણ હશે તો પોતાના પ્રેમના જોરે તેને સદ્ગુણી બનાવી દેવો પરંતુ એ દુર્ગુણને વધવા દેવો નહિ એવો મક્કમ ઇરાદો તેણે મનમાં

કર્યા, તથા જો માનાજીરાવ વહેલા પાછા ન આવે તો પોતાના પ્રિયકરને મળી આ સર્વે શંકા કુશંકાનું સમાધાન કરી લેવાનો નિશ્ચય પણ સગુણાએ કરી લીધો.

પરંતુ સગુણા ! તું કેટલી ઘેલી ? તને ઘેલી કરતાં ભોળી કહીએ તો તે વધારે ઉચિત ગણાશે. તારા સાત્વિક અને શુધ્ધ પ્રેમને અનુસરીને તેં તારા ભાવિ પતિનું જે ચિત્ર આલેખ્યું તે વસ્તુસ્થિતિથી કેટલું વિરૂધ્ધ છે ? નીંબાજી અને રાજ્યનિષ્ઠા એ શબ્દોનો મેળ ક્યાંથી ? તું સારા જગતને તારા જેવું ગણે છે પરંતુ નીંબાજીનાં કાળાં કૃત્યો તું ક્યાંથી જાણે ? તારો પ્રેમ અનિવાર્ય છે એ વાત સાચી- પરંતુ એ શુધ્ધ પ્રેમને એના નીચ સ્વભાવ સાથે કેમ બનશે ? તારૂં કુટુંબ રાજ્યનિષ્ઠ તારો બાપ સ્વામીભક્ત અને તું પોતે પક્કી સ્વદેશાભિમાની પણ તારો પતિ ? તેનાં કાળાં કૃત્યોમાંના એકાદની તને ખબર પડે તો અત્યાર સુધીમાં તારા હૃદયમાં ઉગેલું પ્રેમવૃક્ષ ભસ્મીભૂત થઈ જાય, અને તું તેને અંતઃકરણપૂર્વક તિરસ્કારવા લાગી જાય. માટે જ સવેળા ચેતવાની જરૂર છે કારણ કે નીકર પાછળથી ફોકટ પશ્ચાતાપ કરવો પડશે.



# પ્રકરણ છઠ્ઠું.

## મિલાપ

પોતાના પિતાને આવેલી શંકામાં સત્યાંશ કેટલો છે તે નક્કી કરવા માટે કોઈપણ રીતે નીંબાજીને મળવું એવો નિશ્ચય સગુણાએ કરી લીધો અને એ નિશ્ચય તેણે ધાર્યો હશે તેના કરતાં ઘણો વહેલો પાર પડયો. ખુદ નીંબાજી જ આજે સવારે જરા બનીઠનીને સગુણાને મળવા આવ્યો. નીંબાજી સગુણાને ત્યાં ઘણી યે વાર આવતો છતાં આજે તે ઘરમાં દાખલ થતાં ખમચાયો! તેનું દિલ પાપી હોવાથી પવિત્ર અને નિર્દોષ સગુણાની હાજરીને લીધે આમ થયું તો નહિ હોય? એ તો ઠીક પણ બીજી નજરે જોઇએ તો નીંબાજી બડો કુશળ બહુરૂપી હતો. જાણે કંઇજ ન બન્યું હોય તે રીતે મોં સ્વસ્થ રાખીને તે છેક ચૂલા પાસે સગુણા બેઠી હતી ત્યાં પહોંચી ગયો.

મનમાં ઇચ્છા કરતાં વેંત પોતાના ભાવિ પતિનાં દર્શન થવાથી સગુણાને આનંદ થયો અને આથી નીંબાજીનો સત્કાર હંમેશ કરતાં વિશેષ થયો. થોડીવાર તો આડીઅવળી વાતો ચાલી અને પછી સ્વાભાવિક રીતે ગઢ પરની ચાલુ ધમાલ વિષે વાતચીત થવા લાગી. ગઢ ઉપર સ્થિતિ કેવી ભયંકર હતી, છત્રપતિના સ્વાસ્થ્ય બદલ લોકોને કેટલી ફીકર હતી, તેમણે આરંભેલું કાર્ય કેમ ચાલી રહ્યું છે અને તે કેમ પાર ઉતરે તે વિષે પ્રત્યેક જણ કેટલો ચિંતાક્રાંત હતો, વિગેરે

વાતો કહી છેવટે માનાજીરાવ આજે દરબારમાં ગયા છે અને હમણાં નાકેબંદીની વ્યવસ્થા ચાલી રહી હશે એમ સગુણાએ નીંબાજીને કહ્યું. પોતાના ભાવિ પતિ તરફથી સહાનુભૂતિદર્શક ઉત્તર મળશે એવી તેને કેટલી બધી આશા હતી? પરંતુ નીંબાજીના મગજ પર સગુણાના વિવેચનની કશી અસર થઇ નહિ. ઉલટો તે તો તિરસ્કારયુક્ત હાસ્ય સહિત બોલ્યો, "સગુણા! આ બાબતમાં જ્યારે ત્યારે હું તને વાત કરનાર હતો જ. એ પ્રસંગ આજે અનાયાસે મળી ગયો છે એ એક જોતાં ઠીક થઇ ગયું. તમે લોકોએ છત્રપતિને આટલા બધા ચડાવ્યા છે તેનો શો અર્થ?"

'છત્રપતિ' અને 'ચડાવ્યા' એ શબ્દો સાંભળતાં જ સગુણાને જાણે વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ તે પાછી હઠી અને ઉભી થઇને ક્રોધ અને આશ્ચર્ય સહિત તે બોલી "એટલે? તમે આ બોલો છો શું? કોઈ વાત સાંભળે તો તે શું કહે?"

પણ નીંબાજીનું ગાંભીર્ય અજબ હતું. તે તો હસીને બોલ્યો, "કાં, એવું તે મેં શું કહી નાખ્યું? અને વળી જેને મારી વાત સાંભળવાની ઇચ્છા ન હોય તેને હું વાત કરૂં પણ શા માટે?"

સગુણા જરાક મુંઝવાણમાં પડીને બોલી, "એટલે તમે આજે શી આદરી છે?"

"બધું યે હું તને કહીશ." નીંબાજી સગુણાનો હાથ પકડીને બોલ્યો. "પણ મને જરા બેસવા દે."

"કંઇ નહિ, ઉભા રહો તો શો વાંધો છે? મને બધું સંભળાય છે." સગુણા હાથ છોડાવીને બોલી.

"તને તો બધું સંભળાય પણ મારા પગ દુઃખવા આવે તેનું શું ? માટે જ કહું છું કે આપ સાહેબ અહીં બિરાજમાન થાઓ અને પછી અમે આપની સેવામાં હાજર છીએ.' નીંબાજી ટોળ કરતો બોલ્યો.

"હું કહી દઉં છું કે મારે આવી મશ્કરી ન જોઇએ. તમે શું કહેવા માગો છો તે જણાવી દો." સગુણા જરા ક્રોધ કરીને બોલી.

"તું આટલો મિજાજ કરીશ એવું મેં પહેલેથીજ ધાર્યું હતું." નીંબાજી જરા ગંભીરપણે બોલ્યો, "પણ તેમાં થઇ ગયું શું ? આ પ્રસંગ જ્યારે ત્યારે આવવાનો જ હતો તો તે આજે આવ્યો તેમાં ખોટું શું થયું ? તારે સાંભળવું જ છે ત્યારે સાંભળ. છત્રપતિને તમે લોકોએ 'મોટાભા' બનાવ્યા છે તે શું જોઇને ? આ પ્રશ્ન હું તને ફરીથી પૂછું છું. બોલ, આ બાબતમાં તું શું કહેવા માગે છે ?"

"નીંબાજીરાવ ! મને લાગે છે કે આજે તમારૂં મગજ ઠેકાણે નથી, નીકર આવા શબ્દો તમારા મોંમાંથી નીકળે નહિ." સગુણા સક્રોધ બોલી.

"શબ્દો તો બોલી નાખ્યા એટલે તે હવે મારા રહ્યા નથી અને મગજ ઠેકાણે છે કે નહિ એ બાબતમાં મારે કહેવું જોઇએ કે અત્યાર સુધી મારૂં મગજ ઠેકાણે ન હતું પણ હવે જ તે ઠેકાણે આવ્યું છે. તમારા લોકોના વાદેવાદે હું પણ તમારા છત્રપતિનાં જ્યાંને ત્યાં વખાણ ગાયા કરતો હતો પણ મારી મૂર્ખાઈ મને હવે બરાબર સમજાઈ."

"નીંબાજીરાવ ! મારા બોલોથી કદાચ તમને ગુસ્સો તો લાગશે પણ ક્ષમા કરશો. અત્યારસુધી અમારા રાજાની નિંદા તમે સંભળાવી તે ઘણી થઇ ગઈ. આ ઉપરાંત તમારે એ બાબતમાં

વધુ કંઈ કહેવાનું હોય તો આપણે બેહુ એકબીજાને વિસરી જઇએ એજ ઠીક થઈ પડશે.” સગુણાએ રોકડો જવાબ આપ્યો.

“પણ સગુણા! આનું પરિણામ શું આવશે તેનો કંઈ વિચાર કર્યો કે? આપણાં લગ્ન થોડાક દિવસમાં થવાનાં છે એ તું ભૂલી ગઈ શું?”

“અને તેમ ન થાય તોયે શું? પ્રેમની બીકથી હું ડરૂં તેમ નથી. જેને પોતાના દેશની, પોતાની આબરૂની અને પોતાના રાજાની બિલકુલ લાગણી ન હોય તેને પોતાની સ્ત્રી પર કેટલો પ્રેમ હોય તે આ પરથી ઉઘાડું જ જણાય છે.” સગુણા જુસ્સા સહિત બોલી.

“સગુણે! મારા શબ્દોનો એવો ભળતો અર્થ ના કર.” નીંબાજી જરા નરમ થઇને બોલ્યો. “દેશની તથા રાજાની મને પરવાહ નથી એ વાત જે તેં કહી તે સાવ ખોટી છે. દેશને માટે મને અભિમાન છે પણ રાજા કોને કહેવો? અંધશ્રદ્ધા વડે ગમે તે એકાદ મરાઠાને રાજા કહી લોકો નાચવા માંડે તો શું હું પણ તેઓની સાથે નાચવા માંડું? એવા રાજાઓ તો ગમે ત્યાં અને ગમે તે સમયે જોઇએ તેટલા મળી શકે. આપણે તો ખરા રાજાની પારખ કરવી ઘટે.”

“બહુ થયું; બસ કરો હવે! શિવાજી મહારાજના અનેક ગુણોની પારખ કરવાનું તમને કહેવાને બદલે મારે પોતાને કબૂલ કરવું પડે છે કે પહેલેથી મેંજ તમારી પારખ કરી નહિ, જેથી અત્યારે મને અફસોસ થાય છે. પછી હજી યે વાત ક્યાં હાથથી ગઈ છે? બાપુના શબ્દોની મેં કાલે અવગણના કરી પણ એકંદર તે ખરા જ ઠર્યા.” સગુણા ચીડાઇને બોલી.

માનાજીરાવનું નામ નીકળતાં જ નીંબાજી જરા ચમક્યો અને પોતાનું કપટકૃત્ય તેને કાને ગયું છે કે શું એવી તેની શંકા થઈ. પણ તે ભારે નિશ્ચયી હતો. જરાતરામાં શંકાશીલ બનવાનો તેનો સ્વભાવ ન હતો. તે લાગલો જ આવેશપૂર્વક પણ જરા નરમાસથી બોલ્યો, સમજ્યો, તારા કહેવાનો ભાવાર્થ હું સમજ્યો. માનાજીરાવે પણ આ બાબતમાં તને વાત કરી રાખી છે એમ જ ને ? તે હમણાં અહીં નથી એ મને જરા યે ના ગમ્યું."

"અને ખરેખર મને પણ એમજ લાગે છે." સગુણાએ સામો જવાબ આપ્યો.

"માનાજીરાવ હોત અને તેમને મેં આ વાત કરી હોત તો તેઓ આ બધું બરાબર સમજી જાત એવી મારી ખાતરી છે."

"ખરેખર ! તેમણે તમારા જેવા સ્વામીદ્રોહીનો બંદોબસ્ત પણ લાગલો જ કરી નાખ્યો હોત." સગુણા તિરસ્કારયુક્ત સ્વરે બોલી.

"જો, આમ સાધારણ વાતચીતમાં પણ તેં મારૂં અપમાન કરવા માંડયું કે ?" નીંબાજી ચીડાઈને બોલ્યો.

"જે અપમાન થયું છે તે કંઈ જ નથી. આ વાત બાપુ જાણે તો પરિણામ જૂદું જ આવે, સમજ્યા કે નીંબાજીરાવ ? માટે જ કહું છું કે તમને આબરૂ જેવું કશું હોય તો આજથી જ ઠેકાણે આવી જાઓ. મારા અન્નદાતાની નિંદા મારાથી પ્રાણાંતે પણ સહન થઈ શકશે નહિ."

આ વાક્યથી નીંબાજી નિરૂત્તર થઈ ગયો અને હવે શું બોલવું તે તેને સૂઝયું જ નહિ. સગુણાના શબ્દોથી તેને ક્રોધ પેદા થયો પણ તે કરે શું ? કંઈક વ-તુઓછું બોલાઈ જાય તો વાત માનાજીરાવ પાસે જાય અને તેની પાસેથી છત્રપતિને

બાતમી મળે તો પછી પોતાનું માથું જ જાય. આવો વિચાર આવવાથી તે નાઇલાજ થઈ ગયો. તેને લાગ્યું કે હવે સામો-પચારનો ઉપયોગ ઠીક થઈ પડશે. આવો વિચાર કરી જાણે કંઈ જ બન્યું ન હોય તે રીતે હસતો હસતો તે બોલ્યો, “સગુણા! તું ખરેખર ગુસ્સે થઈ ગઈ શું? અરે ઘેલી! હું તો તારી પરીક્ષા કરવા જ આ બધું બોલી રહયો હતો, અરે! આપણા બધાના શાસનકર્તા, જેની કીર્તિ, શત્રુ સુદ્ધાં ગાય છે અને જે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ગણાય છે એવા પ્રત્યક્ષ શંકરા-વતાર છત્રપતિ શિવાજી મહારાજની નિંદા મારા મોંમાંથી નિકળે એ વાત તને શકય લાગે.છે ખરી? તારા પ્રેમની કસોટી કરી જોવાની જ મારી ઇચ્છા હતી, કારણ કે દ્રવ્ય આગળ ધર્મ પાછળ હઠી જાય છે એમ કહેવાય છે પરંતુ ધન્ય હો માનાજીરાવને! અને ધન્ય હો તને પણ! તમે બન્ને શુધ્ધ સુવર્ણ છો. છત્રપતિએ માનાજીરાવને પોતાના માન્યા છે એ કંઈ નકામા નથી માન્યા. સગુણે! હું મહારાજા વિષે જે કંઇ અણઘટતું બોલ્યો હોઉં તે માટે મને ક્ષમા કરજે.”

આ શબ્દો બીજા કોઈના મુખમાંથી નીકળ્યા હોત તો તે સગુણાને ખરા લાગત નહિ પરંતુ નીંબાજી તેનો પતિ થવાનો હોવાથી તે તેની શબ્દજાળમાં ફસાઈ પડી, તેનો ગુસ્સો સાવ ગળી ગયો અને તે આનંદમાં આવી ગઈ. નીંબાજી વિષેની તેની સઘળી શંકા દૂર થઈ અને તેઓના ભવિષ્યના જીવન વિષે તે અનેક ઉજળાં સ્વપ્નો જોવા લાગી.



# પ્રકરણ સાતમું.

## રોકડો જવાબ.

નીંબાજી સગુણાના ચહેરા પર થતા ફેરફારો જોઈ રહ્યો હતો કે પોતાની બદલેલી વલણથી તેના પર કેવીક અસર થાય છે. ધારેલી અસર સગુણા પર થતી જોઈ તે આનંદમાં આવી ગયો અને પોતાનો દાવ ફાવેલો જોઈ તેનો હર્ષ ઓર વધ્યો. સગુણા પણ આનંદમગ્ન થઈ ગઈ અને પોતાના ભાવિ પતિને તે ભેટવા જતી હતી એટલામાં એક વિઘ્ન નડયું ! નીંબાજીના કમનશીબે સગુણાની નજર તેની ડોકમાં લટકતા ચકચકિત અલંકાર પર પડી. આ જોઈ તે તરતજ પાછી હઠી અને તે પાછી શંકાશીલ બની.

આ બધું નીંબાજીના ધ્યાનમાં આવ્યું. પણ હાથથી ગયેલા શિકાર માટે ખેદ ન બતાવતાં તે ઉલટો નફ્ટ થઈને બોલ્યો. "કેમ કેમ ? રંગમાં ભંગ શા માટે ? આલિંગન એટલે કામી સ્ત્રી પુરૂષના ભાવિ સુખમંદિરનું મંડાણ અને ત્યાંથી જ તું અટકી કેમ ? સગુણે ! આલિંગન એટલે બે પ્રેમી જીવોની એકતા, લોખંડના બે ટુકડા તપાવીને એક બીજા પર જોરથી મૂકીએ તો તે બેહુ એક થઇ જાય છે તેવી જ રીતે પ્રેમાનલથી સંતપ્ત થયેલા બે આત્માઓ આલિંગનથી એકરૂપ થાય છે. આવે સમયે અચાનક અટકી જવું એ મહાવેગે ધસી જતા પ્રવાહનો વચ્ચેથી જ બંધ વાળી લેવા જેવું નથી શું ? તે અટકેલા પ્રવાહની જેવી દુર્દશા થાય છે તેવીજ દુર્દશા પ્રેમ-

ઘેલા જીવની થવા પામે છે. માટે જ કહું છું કે આગળ ધરેલો પગ પાછો ના હઠાવ. તારો પગ પાછો હઠતાં વેંત મારા પ્રાણ આ ખોળીયામાંથી બહાર જ ચાલ્યા જશે એવી મને ધાસ્તી લાગે છે.”

આ ચર્પટમંજરીનું સગુણાના અંતઃકરણ પર બીજી કોઈ વેળાએ કદાચ ઇષ્ટ પરિણામ આવ્યું હોત પરંતુ આ વખતે તેનું દિલ સંશયગ્રસ્ત હોવાથી તેને આ બધી વાત જરાયે ગળે ઉતરી નહિ. તે ઉભી હતી ત્યાંથી પાછી હઠીને બોલી. “નીંબાજીરાવ! એકદા જેને પોતાનું માણસ કર્યું તેને સરળ અને નિષ્કપટ પ્રેમથી ચહાવું એટલી વાત હું તો જાણું. તમારૂં આ પ્રેમનું લાંબુલચક ભાષણ મારા જેવી ગાંડી શું સમજે? તમે જે કહેવા માગો છો તે માત્ર ચાર શબ્દોમાં તમે કહી શકત, પણ કંઇ નહિ. તમારા ગળામાંનો આ અલંકાર જરા નવીન દેખાય છે. તેની કારીગીરી પણ આપણા મુલકની નથી જણાતી. એ કયાંથી આણ્યો?”

આ વાત નીકળશે એ પહેલેથી જ નીંબાજી જાણતો હતો અને તે માટે તૈયાર પણ હતો. ખાને આપેલું ઝવાહીર પહેરીને સગુણા પાસે આવવા માટે તેને પસ્તાવો તો થયો પણ ગમે તે કરી એ બાબત વીંટાળી દેવી એ જરૂરનું હોવાથી તે ધીરજથી બોલ્યો. “સગુણા! હું ધારતો હતો કે મારી આગલી વાતચીતને પરિણામે તારો બધો સંશય ચાલ્યો જશે અને તારા તરફથી મને આલિંગનનો આસ્વાદ મળશે પણ એટલામાં તું પાછી હઠી ગઈ તેનું કારણ આ અલંકાર જ છે એવો તર્ક એ વખતે જ મને થયો. તેનો ઇતિહાસ એજ વખતે કહી નાખી તારી ક્ષમા માગવી એવો મેં ઠરાવ કર્યો પરંતુ ઘોર ભૂલની માફી હમેશાં પ્રસંગ જોઈને માગવી એ મને ઉચિત

લાગ્યું. જો પ્રસંગ જોયા વગર ક્ષમા માંગવામાં આવે તો ક્ષમાને બદલે કોપનોજ વરસાદ વર્ષે. કોપના આવેશથી મુકત થઈ તું શાંત થવા લાગી હતી એટલે મેં એ વાત કહેવાનું મોકુફ રાખ્યું કારણકે વળી જો એ વાત કાહું તો પાછી તું તપી જાય અને તેથીજ હું એ વાત આવતી કાલ પર મુલતવી રાખવાની તારી પાસે રજા માગી લઉં છું."

"હરગીઝ નહિ, જે હોય તે હમણાં જ કહી નાખો. નાના કે મોટા પાપનું અંકુર મૂળથી જ ખોદી કાઢવું ઘટે કારણકે વખતના વહેવા સાથે તે પ્રબળ થતું જાય છે અને પછી તેની અસર વજ્રલેપ જેવી થાય છે માટે જે હોય તે બોલી નાખો. તમારી આ મોકુફીને લીધે મારી ઉત્કંઠા ઉલટી વધે છે." સગુણા અધીરી બનીને બોલી.

"તું સાંભળવાની એ તો મારી ખાતરી જ છે. તારો આ હઠીલો સ્વભાવ હું કયાં નથી જાણતો ? ઠીક ત્યારે, અપરાધનો એક વાર ઉચ્ચાર કર્યા પછી એ અપરાધના કારણ—આ અલંકારને મારા કંઠમાંથી દૂર કરૂં તો પછી તારા આલિંગનને પાત્ર થઈશ ને ? સાંભળ, જ્યોતિબાની ટેકરીની પેલી બાજૂ મોગલોનું લશ્કર પડાવ નાખીને પડયું છે એ તો તને વિદિત જ છે."

"પણ એ વાતને આ અલંકાર સાથે શો સંબંધ ?"

"બધું કહું છું. જરા ધીરી પડીશ ?" નીંબાજી હસીને બોલ્યો. "એ લશ્કરની છાવણી આગળ પરમ દિવસે પટાબાજી, દંડાબાજી વિગેરે મર્દાનગીની રમતો થઈ હતી. એ વાત અનાયાસે મારે કાને આવી અને હું પણ ત્યાં ગયો. મારૂં કૌશલ્ય જોઈ મોગલોના સરદારે મને આ અલંકાર બક્ષિસ આપ્યો."

"બક્ષિસ ? અને તે યે મોગલને હાથે ? નીંબાજીરાવ ! મને તો એમાં કંઈક ગુપ્ત ભેદ લાગે છે કારણકે ગઢ ઉપરથી નીચે

જવાની સંમતિ મનાઇ મહારાજા તરફથી થયેલી છે માત્ર આ નાચીજ બક્ષિસની લાલચથી તમે નીચે ઉતરવાનું સાહસ કરો એ વાતમાં મને મોટો ભેદ જણાય છે. વળી પહેરો ચૂકાવી તમે ગયા અને પહેરો ચૂકાવીને પાછા આવ્યા એ જ બતાવી આપે છે કે તમે રાતે ગયેલા હોવા જોઇએ અને મરદાનગીની રમતો રાતે હોયજ શાની? માટે આ અલંકારના મૂળમાં કોઈ મોટું પાપ સમાયેલું છે એમ મારૂં મન મને ઠોકી ઠોકીને કહી રહ્યું છે. તે ગમે તે હો. તે સાંભળવાની મને ઇચ્છા પણ નથી. પણ નીંબાજીરાવ! તમે અહીંથી ચાલ્યા જાઓ એમ હું ઇચ્છું છું." તેના પર ચીડાઇને સગુણા બોલી.

પોતાની કપટબાજી પોતાને જ નડી એવું જોઈ નીંબાજી ગભરાઈ ગયો. સગુણાના ઉશ્કેરાટભર્યાં શબ્દોનો શો જવાબ આપવો તે તેને સમજાયું નહિ. તેને ઘણું માઠું લાગ્યું પણ બધું ગૂપચૂપ સહન કર્યા વિના છૂટકો ન હતો. તો પણ હિંમત ભીડીને તે થોડું બોલ્યો, "પણ સગુણા! થોડુંક તો સાંભળ."

"બસ કરો! હવે એક શબ્દ પણ મારે સાંભળવો નથી." સગુણા સત્તાદર્શક સ્વરે બોલી. "કોલસાને જેમ ધોઇએ તેમ તેમાંથી કાળાશ જ નીકળે. તમારે જો પ્રાણની પરવાહ હોય તો બહેતર છે કે તમે એકદમ અહીંથી ચાલ્યા જાઓ. આજે જ નાકેબંદીની નિમણુંક થઈ ગઈ હશે અને તે પર બાપુજીની–માનાજીરાવની દેખરેખ હોવાથી તમને પરિણામે ઘણું દુઃખ સોસવું પડશે. આવા તમારા જેવા ઘર ડૂબાવનારા લોકો મહારાજા શિવાજીના રાજ્યમાં વધારે નથી એ અંબામાતાની કૃપા જ સમજવી."

"સગુણા! તું બોલવામાં મર્યાદા ઓળંગી જાય છે એ ધ્યાનમાં છે કે?" નીંબાજી મિજાજથી બોલ્યો.

"વળી મર્યાદા કેવી? તમારા જેવાં પુરૂષને મર્યાદાની કિંમત જ ક્યાં છે? તમારા કરતાં અમે બાયડીઓ સારી." સગુણા તિરસ્કારયુક્ત વાણીએ બોલી.

"તું બહુ જ આગળ વધી. પણ જવા દઉં છું. હવે માત્ર એક જ પ્રશ્ન હું તને પૂછું છું અને તે તારા અને મારા ભાવિને લગતો છે. બોલ, તે વિશે તારો શો ઉત્તર છે?"

"તે ઉત્તર મેં ક્યારનો આપી દીધો છે. હવે શું બાકી રહ્યું?" સગુણા નિશ્ચયપૂર્વક બોલી.

"શું તું મને તજી દઈશ?"

"હા, મારા બાપુજીના નામની ખાતર મારે તેમ કરવું જ પડશે."

"એમ, તું તારો જ એકડો ખરો કરવા માગે છે?" નીંબાજી મિજાજથી બોલ્યો. "પણ યાદ રાખજે કે તને મારી સાથે કામ પડ્યું છે."

"નીંબાજીરાવ! એ ધમકી બીજાને આપજો. તમારૂં દિલ તો પાપી છે એટલે જ્યારે ત્યારે તમને પસ્તાવો થવાનો જ. તે વખતે મારા જેવી ભોળી અબળાને ડરાવ્યા બદલ તમને પોતાને જ દુઃખ થશે અને તે જ શિક્ષા તમારે માટે પૂરતી છે. મારૂં મન શુધ્ધ છે એટલે મને તમારી ધમકીનો જરાય ડર લાગતો નથી. પણ આ નકામી વાતો શી? તમારા પ્રશ્નનો ઉત્તર તમને મળી ચૂક્યો છે. હવે જાઓ, બાપુજીને આવવાનો પણ વખત થયો છે." આમ બોલી સગુણા દરવાજા બહાર આવીને ઉભી.

આથી નીંબાજીને પણ ઉઠવું પડ્યું અને સગુણાનાં ફડાફડ નીકળતાં વાગ્બાણો આગળ પોતાનું કંઇ ચાલે તેમ નથી એવું

લાગવાથી તેણે ત્યાંથી ચાલવા માંડયું. "જાઓ છો ને ? ઠીક થયું." તેને જતો જોઈને સગુણા આ પ્રમાણે બોલી. આથી નીંબાજીને ભારે અપમાન લાગ્યું. "જોઈ લઈશ" વિગેરે શબ્દો બડબડતો તે ત્યાંથી ચાલી નીકળ્યો. પરંતુ સગુણા તેના તરફ બિલકુલ જોતી જ ન હતી. તે બહાર ગયો કે તરતજ સગુ-ણાએ અંદરથી બારણા બંધ કરી દીધાં અને પોતાના ઘર કામમાં ગુંથાઇ ગઈ,

વાચકો ! નીંબાજી કેટલો નીચ અને યુક્તિબાજ હતો એ આપણને આ પરથી સાફ જણાઈ આવે છે. એટલે હવે એક *અબળાને હાથે* અપમાન ખમ્યા પછી તે વેરનો બદલો લીધા વિના એમનો એમ બેસી રહે એ બને જ કેમ ? જોઇએ છીએ કે તેની નીચતા ક્યાં લગી પહોંચે છે ?



# પ્રકરણ આઠમું.

## કારસ્થાન.

નીંબાજી ચાલ્યો ગયો કે તરત જ સગુણા ઘરકામ કરવા મંડી તો ખરી પરંતુ તેનું ધ્યાન તેમાં બિલકુલ ચોંટતું ન હતું. નીંબાજી એટલે તેનો ભાવિ પતિ. તેના પર તેની સર્વે આશા અવલંબેલી હતી. આવી સ્થિતિમાં પોતાની આશાનો અણધાર્યો ભંગ થવાથી તેને કંઇ જેવું તેવું દુઃખ થયું ન હતું. તેના પ્રત્યેના અનિવાર્ય પ્રેમને લીધે તેનું કોમળ હૃદય હજી યે નીંબાજી તરફ દોડી રહ્યું હતું અને નીંબાજીને જરૂર પસ્તાવો થશે એવી આશા તે રાખી બેઠી હતી. આટલું જ નહિ પણ શાંતિથી પ્રેમભર્યા શબ્દો વડે તેને નહિ સમજાવવાને બદલે સખ્ત શબ્દો બોલી તેનું માનભંગ કરવા માટે સગુણાને ઉલટો પસ્તાવો થવા લાગ્યો.

પણ સાથે સાથે નીંબાજીની બેવફાઈ માટે તેના હૃદયમાં જે વિચાર ઉભો થતો હતો તેને લીધે પ્રેમની આખી કલ્પના ગળી જઇ તેને ઠેકાણે તિરસ્કાર પેદા થતો હતો. છત્રપતિએ આરંભેલું મહાકાર્ય અને તેમાં આડે આવનારૂં નીંબાજીનું વર્તન, એ બે બાબતનો વિચાર કરતાં, નીંબાજીનો ધિક્કાર કર્યો એ શિક્ષા કંઇ બહુ કહેવાય નહિ એમ સગુણાને લાગ્યું. નીંબાજીના વિચારો ચોકખા રાજદ્રોહી હતા અને તેના એ વિચારો છત્રપતિના રાજકારણને અત્યંત વિઘાતક થઇ પડે એવા હતા. આવે સમયે તેનો પકકો બંદોબસ્ત કરવાને

બદલે તેને ઠપકો આપીને છોડી મૂકયો એ ઠીક થયું નહિ અને આમ થવાથી પોતાના પિતાની ઉજ્જવળ રાજનિષ્ઠાને ધક્કો પહોંચશે એવી બીક સગુણાને લાગવા માંડી. ટૂંકમાં એક બાજૂથી નીંબાજી પરનો તેનો આજ સુધીનો પ્રેમ તેને વિકારવશ કરવા લાગ્યો અને બીજી બાજૂથી સ્વામીનિષ્ઠ માનાજીની પુત્રી તરીકે પોતાની કર્તવ્યવિમુખતા અતિ ભયંકર સ્વરૂપમાં દેખાઇ તેને દુઃખ દેવા લાગી. આથી પોતે કર્યું તે સારૂં કે ખરાબ અને ખરાબ હોય તો તેનો ઈલાજ શો એ સગુણાને બિલકુલ સૂઝયું નહિ. આ રીતે મનની શાંતતા અત્યંત વિદીર્ણ થવાથી તેનું મન કોઇ બાબતમાં પરોવાયું નહિ.

સગુણાના મનમાં આવી ગડમથલ ચાલી રહી હતી એટલામાં માનાજીરાવ આવી પહોંચ્યા. જો તે હજીયે ન આવ્યા હોત તો તે કેટલી યે વાર સુધી આ પ્રમાણે ભ્રમિત થઇને બેસી રહી હોત. માનાજીરાવ રોજ સવારે છત્રપતિને મળવા જતા અને ત્યાંથી પાછા ફર્યા પછી તે સગુણા સાથે કલાક દોઢ કલાક કોઈપણ વિષય પર વાતો કરતા અને પછી જમવા બેસતા. પણ આજનો પ્રકાર તેથી ઉલટો હતો. તે આવ્યા કે તરતજ શરીર પરનાં કપડાં કાઢયા વગર વિચારમગ્ન થઇને બેઠા. એવો તે શો વિચાર તે કરી રહ્યા હશે? સગુણા તેની પાસે આવીને ઘણીવાર લગણ ઉભી રહી તો યે તેનું લક્ષ તેના તરફ ખેંચાયું નહિ એટલા બધા માનાજીરાવ મશગૂલ થઈ ગયા હતા.

ગઢ ઉપર જ્યારથી ધમાલ શરૂ થઇ ત્યારથી જ માનાજીરાવની વૃત્તિમાં ફરક પડેલો સગુણાને માલૂમ પડયો હતો. આથી તેણે તેની વિચારલીનતામાં થોડીવાર સુધી કશું વિઘ્ન નાખ્યું નહિ. કેટલીક વારે તે પોતે ઉઠયા અને તરત જ સગુણા તેના ભોજનની તૈયારી કરવા લાગી. હજી સુધી બહુ

વચ્ચે જરાય વાતચીત થઈ ન હતી, અને સગુણાએ પણ વાત કરવાની કશી કોશિષ કરી ન હતી., પણ અડધું ભોજન થઈ રહ્યા પછી યે માનાજીરાવની ચૂપકીદી ચાલૂ રહી ત્યારે સગુણાથી રહેવાયું નહિ અને આજે કોઈ ખાસ બનાવ બન્યો હોવો જોઇએ એવી શંકા તેને થઈ, તેથી તે બીતી બીતી હળવેથી બોલી, "દરબાર ભરાયેલો કે, બાપુજી?"

માનાજીનો જવાબ ટૂંકો જ હતો. 'હા' એટલો જ જવાબ તેના મોંમાંથી નીકળ્યો. આથી સગુણા પાછી વિચારમાં પડી ગઈ તોપણ પોતાના ચહેરા પર કશું ન દેખાવા દેતાં તે બોલી, "આજે નાકેબંદી થવાની હતી ને?"

આ વખતે પણ માનાજીરાવે 'હા' એમ કહી પતાવ્યું. પણ આટલાથી સગુણા કયાં સમજી જાય તેવી હતી? થોડી વાર પછી તે ફરી બોલી, "પણ આખરે ઠર્યું શું? છેવટે તમારે જવું જ પડશે ને?"

આ સવાલનો જવાબ આપવા માટે માનાજીરાવને જાણે કંઇ મોટી તૈયારી કરવાની હોય તે રીતે તે થોડી વાર સચિંત બેઠા અને પછી નિશ્ચયપૂર્વક બોલ્યા, "હા બેટા! મારા સિવાય કેમ ચાલે! અને આવે સમે હું પણ કેમ પાછો હઠું? વૃદ્ધ મહારાજાએ મને માફીમાં રાખ્યો હતો પણ મેં જાતે ઉઠીને એ કામ ઉપાડી લીધું."

"અને તે કામ કયું?" સગુણાએ આતુરતાથી પૂછયું.

માનાજીરાવ પાછા વિચારમાં પડી ગયા. છોકરીને બધું કહેવું કે ન કહેવું એ બાબતમાં તેના મનમાં ખેંચતાણ થતી હોય એવું જણાતું હતું. તેની આવી સ્થિતિ નિહાળીને સગુણા સમજી ગઈ કે બાપુજી તેનાથી કંઈક ગુપ્ત રાખવા માગે છે. તેથી તે બોલી, "ના બાપુજી! મને કહેવાથી સરકારની એકાદ

વાત ફુટે એમ હોય તો તે સાંભળવાનો મારો આગ્રહ પણ નથી.”

“અણુણા! તારાથી હું કંઈ છૂપાવું એવું તને લાગે છે ખરૂં? તથાપિ એકાદી વાત એક વખત મુખમાંથી બહાર નીકળ્યા પછી-તેના પર આપણો કાબુ રહેતો નથી એમ વિચારી દરેક માણસે જરા સાવધ રહેવું એ ઠીક નથી શું? પણ જવા દે એ બધું. મેં પોતે જે કામ ઉપાડી લીધું છે તે ભારે મહત્ત્વનું છે, અને તેટલું જ મુશ્કેલ છે માટે જ તે ગુપ્ત રહેવું જોઇએ. ગઢ ઉપરનો કોઈ માણસ નિમકહરામ નિવડી ગઈ કાલે મોગલોની છાવણીમાં જઈ આવ્યો છે અને તેના બદલામાં તેને ખાન પાસેથી મોટી બક્ષિસ પણ મળી છે એટલી વાત મહારાજાને કાને આવી છે. આ નીચ વ્યક્તિ કોણ હશે અને તેનાં કારસ્થાન શાં હશે તે હજી જણાયું નથી. આ વાત સાંભળ્યા પછી મહારાજા ગુસ્સે થઇ ગયા છે અને આટલો સખ્ત પહેરો હોવા છતાં આ બનાવ કેમ બન્યો હશે તે વિષે અમે બધા વિચારમાં પડી ગયા છીએ.

આટલું બોલી માનાજીરાવ વિચારમાં તલ્લીન થઈ ગયા અને તે વ્યક્તિ કોણ હશે એ વિષે અનેક કલ્પનાઓ કરવા લાગ્યા. આમ વિચારમાં ને વિચારમાં માનાજીરાવ જમી ઉઠ્યા અને પોતાના ઓરડામાં પાનસોપારી ખાવા ગયા.



# પ્રકરણ નવમું.

---

## બંદોબસ્ત.

---

માનાજીરાવ જમીને પાનસોપારી ખાવા ગયા અને સગુણા રસોડામાં જ બેસી રહી કારણકે તે હજી જમવાની હતી. તે જમવા બેઠી પણ તેનું ચિત્ત તેમાં ન હતું. માનાજીરાવની વાત સાંભળીને તેના દિલ પર શી અસર થઈ હશે? નીંબાજીની વાતો સાંભળી તેના પર ગયેલો તેનો સંશય, તેની ડાકમાંનું પેલું આભરણ જોઇને મજબૂત તો થયો હતો એમા વળી આ હકીકતથી એ વાતની વધુ સાબિતી મળી. નીંબાજી સાથનો બધો વાર્તાલાપ બાપુજીને કહી નાખવો એમ પણ તેના દિલમાં થઈ ગયું. આમ કરવું એ પોતાનું કર્તવ્ય જ છે એમ સુદ્ધાં તેને લાગ્યું. પણ એ બધી વાત કહેતાં નીંબાજીનું નીચપણું ઉઘાડું પડે એ વાત પોતાને કેમ ગમે? કારણકે નીંબાજી ગમે તેવો તો પણ તેનો ભાવિ પતિ હતો. તેના સિવાય બીજા કોઇને તે કદિ પરણનાર નથી એવા શપથ તેણે લીધા હતા. આવી સ્થિતિ હોવાથી તે નીંબાજીનું નામ કેવી રીતે બહાર પાડે? પ્રેમની વાત સાવ જૂદી જ છે. પ્રેમને લીધે દેખતો આંધળો બને તોપણ દેખતાઓને છક્ક કરી નાખે તેવું તે પરાક્રમ કરી શકે છે. શાણો મૂર્ખ બને તો પણ શાણાઓને ગફ્લતમાં નાખી દે એવું કામ તે કરી બતાવે છે. આમ બને છે, તો શા માટે પોતે નીંબાજીને ઠેકાણે લાવવાને મહેનત ન કરે?- આવો વિચાર સગુણા પોતાના મનમાં કરવા લાગી.

નીંબાજી નિમકહરામ બન્યો હતો તે માટે તેને જબ્બર દંડ થવો ઘટે એ ખરી વાત હતી પરંતુ પોતાના પ્રેમના બળથી તેને પૂરો રાજ્યનિષ્ઠ બનાવવાની અને છત્રપતિની માફી માગવા તેને મોકલવાની અભિલાષા અને ખાતરી સગુણા પોષી રહી હતી. આથી સવારના બનાવ વિષે પોતાના પિતાને કશું નહિ કહેવાનો તેણે ઠરાવ કરી લીધો. એટલામાં તે જમી રહી અને પછી તે માનાજી પાસે ગઈ.

જતાં વેંત પોતે નીંબાજીરાવે કહેલી વાત જાણે બિલકુલ જાણતી ન હોય તે રીતે પૂછવા લાગી, "પણ પિતાજી ! મહારાજાની ઈચ્છા વિરૂધ્ધ ચાલનારો એવો તે એ કોણ હશે ? આવું સાહસિક કામ કરવાને તેનું કાળજું પણ કેમ ચાલ્યું હશે ?"

"અમને પણ એ જ નવાઈ લાગ્યા કરે છે." માનાજી નિસાસો નાખીને બોલ્યો. થોડીવાર ચૂપ રહ્યા પછી તે ફરી બોલ્યો, "છત્રપતિએ આરંભેલા આ કાર્યમાં વિઘ્ન નાખનારો આ નીચ માણસ જે હોય તેને સરકારની લગારે ભીતિ જણાતી નથી. ગુરૂ રામદાસ, મહારાજાને સર્વે સંકટોમાંથી પાર ઉતારવાને સમર્થ છે એટલે કંઇ ફીકર જેવું જ નથી."

"એટલે તમે શું કહેવા માગો છો ?" સગુણાએ સભ્યતાથી પૂછયું.

"'શું શું' શું પૂછયા કરે છે ?" માનાજીરાવ જરા આવેશ પૂર્વક બોલ્યા. "આજ સાંજથી પહેરો વિશેષ સખ્ત થનાર છે અને તે માણસ પર ખુદ છત્રપતિ સારી રાત દેખરેખ રાખનાર છે. આ નીચ મનુષ્યને શોધી કાઢી તેને પકડાવી આપનારને મોટું ઈનામ આપવામાં આવશે, એવું શિવાજી મહારાજે આજે જાહેર કર્યું છે. અને અમને પણ ત્રણ ત્રણ વાર ચેતવણી આપવામાં આવી છે કે અમારે પૂરેપૂરા સાવચેત રહેવું."

"ત્યારે તો આજ સાંજે તમે પણ ઘેર નહિ હો ?" સગુણાએ કિંચિત ભીતિદર્શક સ્વરે પૂછયું.

"હા બેટા ! સાંજની વાત તો બાજૂએ રહી પણ હમણાં જ હું બહાર નીકળી પડીશ અને ઘણું કરીને સવાર લગી ત્યાંજ રહીશ. વચ્ચે રાતે કદાચ એક બે વાર મારે આ બાજૂથી જવાનું થશે પણ સરકારની દેખરેખ ચાંપતી હોવાથી હું અંદર આવીને તારી સાથે વાત કરવા જેટલો સમય કાઢી શકીશ નહિ. એકંદર આજની રાત ભયંકર દેખાય છે પછી જે થવાનું હોય તે થાય. આપણા બધાનો આધાર શ્રી જગદંબાની કૃપા પર અવલંબેલો છે." માનાજીરાવે બોલવાનું બંધ કર્યું અને તેમની આંખોમાં આંસુ આવવા લાગ્યાં.

પોતાની જ ફીકરને લીધે પિતાજીને ચિંતા થઈ રહી છે એ જોઇને સગુણાની આંખો પણ અશ્રુઓથી ભરાઈ ગઇ અને તે ગદ્‌ગદિત સ્વરે બોલી, "પિતાજી ! આમ ગભરાઓ ના. તમે મારા માટે જરાય ચિંતા કરતા નહિ. તમે સાવ નિર્ભય રહેજો. તમે સ્વામીકાર્ય કરવા જાઓ છો. મહારાજા પ્રત્યે તમારી પૂર્ણ ભક્તિ છે અને મહારાજાની ખાતર તમે જાન પણ કુરબાન કરવા તૈયાર છો એટલે આ બધું સંકટ અંબામાતા દૂર કરશે અને મહારાજાને સદા સર્વદા સુખી રાખશે. તેમજ હું તમારા છત્ર નીચે હોવાથી મારી કાળજી પણ માતાજીને જ છે."

છોકરીની આ વાત સાંભળીને માનાજીના હૃદયમાં આનંદ પેદા થયો. તે સોપારીનો ચૂરો કરતાં કરતાં અટકી ગયા અને તેનાં નેત્રોમાંથી હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં. તે દબાયેલે અવાજે બોલ્યા. "શાબાશ બેટા ! ધન્ય તારી હિંમતને ! ઈશ્વર તારૂં કલ્યાણ કરશે. તારી ધીરજની, મારા તરફના તારા પ્રેમની અને

તારી રાજ્યનિષ્ઠાની જેટલી તારીફ કરૂં તેટલી ઓછી છે. આજ સુધી તારી ધીરજનો જ મને આધાર હતો અને હજી પણ તેના પર જ હું નભી રહ્યો છું. તારી આ અજબ ધીરજના બળને લીધે મારા પર આવી પડનાર ગમે તેવા સખ્ત સંકટમાંથી હું પાર ઉતરીશ એવી મારી ખાતરી થઈ ગઈ છે. તારા જેવી અનુપમ કન્યા ઈશ્વરે મને આપી એ મારા પર તેનો કેટલો મોટો ઉપકાર છે ?”

પિતાને મોંએ પોતાની આવી સ્તુતિ સાંભળીને સગુણા શરમાઈ ગઇ અને કંઈક બહાનું કાઢીને તે ત્યાંથી ચાલી ગઈ. પછી માનાજીરાવ ઉભા થયા અને રાજદરબારમાં જવાની તૈયારી કરવા લાગ્યા. થોડીવારમાં તે દરબારી પોશાકમાં સજ્જ થઈ ગયા અને સગુણાને ઘરમાં એકલી મૂકીને તે બહાર નીકળ્યા. પોતાની માતા ગુજરી જવા પછી સગુણા કોઈ દિવસ ઘેર એકલી રહી ન હતી. રાતે પોતે બહાર રહ્યા હોય એવો માનાજીરાવ માટે આ પહેલો જ પ્રસંગ હતો. આથી જતાં જતાં તેનું હૃદય ભરાઈ આવતું હતું. સગુણાને પણ પોતાના પિતા પર આવી પડેલી જવાબદારીને લીધે રડવું આવતું હતું. માનાજી તો કન્યાને એકલી મૂકીને જવી પડતી હતી તે માટે દુઃખી થતા હતા, પણ સગુણા તો બે દુઃખોથી પીડાતી હતી. એક દુઃખ પિતાની જવાબદારીનું અને બીજું દુઃખ નીંબાજીરાવ વિષેની ફીકરનું હતું. પિતા લડવા જાય એની તેને લાંબી ફીકર ન હતી કારણકે તે શૂરવીરની પુત્રી હતી. પરંતુ આવે કટોકટીને સમયે પોતે પસંદ કરેલો ભાવિ પતિ લડવા ન જતાં મહારાજાને નિમકહરામ નિવડે અને છતાં તેના તરફના પ્રેમને લીધે તેનુ ભયંકર પાપ પોતાના સ્વામીનિષ્ઠ પિતાથી પોતે

છૂપાવે એ વિચાર સગુણાના દિલને નિરાંતે જપવા દેતો ન હતો. અત્યારથી આ બાબતનો કશો ઉપાય ન લેવાથી નીબાજી પોતાનાં કારસ્થાનમાં આગળ વધે અને છત્રપતિને જબ્બર નુકશાન પહોંચાડે તો તેમાં દોષ પોતાનો જ ગણાશે એમ સગુણાને લાગ્યું. આ પ્રમાણે તેને પોતાની ગફલતી માટે પસ્તાવો થવા લાગ્યો.

પરંતુ થયું અણથયું કેમ બને ? હવે તે વિષે ગમે તેટલો વિચાર કરવાથી શો લાભ ? તેનો ઉપાય થાય તો જ ઠીક ? આથી તે ઇશ્વરનું સ્મરણ કરી પોતાની તૈયારી કરવા મંડી.



# પ્રકરણ દશમું.

## તૈયારી.

પોતાના ઠરાવ પ્રમાણે સગુણા કદાચ અધમ નીંબાજી પાસે ગઈ પણ હશે અને તેની ઇચ્છા પ્રમાણે કે વિરૂદ્ધ તેની એ મુલાકાતનું ફળ આવ્યું હશે એ બધી બાબતમાં પડવાની હમણાં આપણને ફુરસદ નથી. તે જ પ્રમાણે માનાજી, તાનાજી, હીરાજી વિગેરે સ્વામીનિષ્ઠ સરદારોની સહાયથી છત્રપતિએ રાતે કેવી જાતનો કડક પહેરો રાખ્યો એ બધું બારીકાઇથી તપાસવાનો આપણને સમય પણ નથી. હમણાં તો આપણે મોગલ સરદાર અફઝુલખાનની છાવણીમાં જવું જોઇએ કારણ કે તેની હકીકત વાંચ્યાને આપણને ઘણો સમય થઈ ગયો છે. માટે ચાલો, ખાનના નિમિત્તે આપણને પણ સહજ જ્યોતિબાનાં દર્શન થશે.

સ્વરાજ્યદ્વેષ્ટા નીંબાજી કાલે રાતે જ ખાનને મળી ગયો એ તો આપણે વાંચ્યું છે પણ તેઓ બન્ને વચ્ચે શી વાતચીત થઈ તે આપણે જાણતા નથી. પરંતુ આજે એ વાત જાહેર થઇ ગઇ છે અને છાવણીના બધા માણસોને મોંએથી એજ વાત થઇ રહી છે. પન્હાલગઢ દૂરથી જેટલો ભીષણ દેખાય છે તેટલો જ તે ચડવા માટે અઘરો છે. તે પર ચડવા માટે કોઇ બાંધેલો રસ્તો નથી તેમ જ સરળ રીતે ચડી શકાય તેવી પગકેડી પણ તેના પર નથી છતાં શિવાજી

મહારાજે ઠેરઠેર ચોકી પહેરા મૂકી દીધા હતા. આ રીતે ખાનને માટે ગઢ જીતવો એ અતિ મુશ્કેલ કામ હતું પણ અધમ નીંબાજીએ ખાનના દુર્ગમ કાર્યને સરળ કરી આપ્યું. આથી ખાનને એમ લાગતું હતું કે હવે પોતાનો વિજય નક્કી જ છે. નીંબાજીએ એ ગુપ્ત માર્ગની બધી માહિતી ખાનને આપી દીધી હતી, અને ખુણાખાચરા સુધ્ધાંનો તેણે નકશો દોરી આપ્યો હતો. છત્રપતિને જેથી નુકશાન પહોંચે તેથી જ ખાનને ફાયદો થાય. ખાનને નીંબાજી તો આશીર્વાદ સમાન થઇ પડયો અને તેણે તેને ભારે માન આપી મોટી બક્ષિસ પણ આપી.

આજે રાતેજ કિલ્લા પર હલ્લો લઈ જવો એવી ગોઠવણુ ખાને કરી રાખી હતી, અને રાતે જ પોતાનો જય થશે એવા વિચારમાં તે આનંદ અનુભવી રહયો હતો અને આ આનંદની છટા તેની આખી સેનામાં યે દેખાઇ રહી હતી. બધા સિપાહીઓ મોજમજાઓ ઉડાવી રહ્યા હતા અને ખાન પણ ચેન ઉડાવી રહયો હતો. સવારથી તેણે દારૂનો નીશો શરૂ કરી દીધો અને નાચગાનના જલસા પણ ચાલૂ થઈ ગયા.

આ પ્રમાણે આખો દિવસ પસાર થઈ ગયો અને સાંજ પડતાં આખા લશ્કરને તૈયાર રહેવાનો હુકમ કાઢવામાં આવ્યો. મધરાતે કૂચ કરવી એવી સલાહ નીંબાજીએ આપેલી હોવાથી અને કૂચ કરવા પહેલાં જ તે હાજર થશે એવું તેણે કહી રાખેલું હોવાથી, ખાન ભારે આતુરતાથી તેની રાહ જોતો બેઠો હતો. નવ વાગ્યા અને હજી યે નીંબાજી આવ્યો નહિ આથી તેને લાગ્યું કે વખતે તેને પહેરેગીરે નહિ ઓળખવાથી પાછો વાળ્યો હશે. આ બાબતની ખાને પોતે તપાસ કરી પણ હજી નીંબાજી આવ્યો જ ન હતો. આસ્તે આસ્તે અગીયાર વાગ્યા

પણ નીંબાજીનો પત્તો જ ન મળે ! આ વખતે ખાનને તેના ખરાપણા વિષે શંકા થઇ અને શત્રુના માણસ સાથે આટલા ખુલ્લા દિલથી પોતે વાતો કરી એટલા માટે તેને પસ્તાવો થવા લાગ્યો. દરેક પળે ખાનની ધીરજ ખૂટવા લાગી અને નીંબાજીએ તેને બરાબર ફસાવ્યો એવી તેની ખાતરી થઇ. આ વખતે હજી તે દારૂના નીશામાં ચકચૂર હતો એટલે જોત-જોતામાં તે ક્રોધથી લાલપીળો થઇ ગયો. સામેથી કોઇને આવતું જોતો કે ખાનને એમ થતું કે નીંબાજી આવ્યો અને ઝડપબંધ ઉભો થઈ તે આવેશપૂર્વક તેના પર ધસી જતો. આમ કેટલાય માણસો પર તે ધસી ગયો. પણ ખાન ખરેખર નિરાશ થયો હતો શું ? તેમ થયું હોત તો તો ઘણું સારૂં ? તેમ થાયજ શાનું ? નીંબાજી જેવો અધમ માણસ આટલો જલદી સુધરી જાય તો પછી જોઇએ શું ? અપરાધ અને પસ્તાવાનો મેળાપ માત્ર એવા સમયે જ થાય છે કે જ્યારે પંચપ્રાણ—કરાળ કાળ જડબાં ફાડીને સામે ઉભો રહે છે ! પસ્તાવો, દોષમુક્ત થવાનો એક સરળ ઉપાય છે ખરો પણ જો તે સવેળા થાય તો જ. ખાનની પહેલી મુલાકાતથી નીંબાજી અડધો નીચ તો બન્યો હતો અને સગુણાએ જ્યારે તેનો ધિક્કાર કર્યો ત્યારે તે પૂરો નિમકહરામ થયો હતો. પછી ખાનને આપેલા વચનનો ભંગ તેને હાથે થાય એ સંભવ જ શાનો ? સખ્ત પહેરો છતાં પહેરેગીરોની આંખમાં ધૂળ નાખી નીંબાજી દોડધામ કરતો આખરે ખાનની છાવણીમાં આવી પહોંચ્યો.

નીંબાજીના આગમનની ખબર મળતાં જ ખાન ખૂબ ગુસ્સે થયો અને ફફડતો તંબુની બહાર નીકળ્યો. તેને નીશામાં ચકચૂર થયેલો જોઇને નીંબાજીને લાગ્યું કે જશ નીનપાંચ

કરવા જતાં માર જ ખાઈ બેસવાના. આછી તે એકદમ ખાનના ચરણમાં પડયો અને ખૂબ જોરથી ખાનના પગ પકડી રાખ્યા. તરતજ ખાન નરમ પડયો અને તે તેને પ્રેમથી ઉભો કરવા લાગ્યો, પણ નીંબાજી બડો ધૂર્ત હતો. અભયવચન લીધા વિના તે ઉઠે એવો ન હતો. "ઉઠો ઉઠો દોસ્ત! તુમ હમારે ભાઈ હો" એમ કહી ખાને જ્યારે તેને ઉઠાડવા માંડયો ત્યારે જ તે ઉઠયો. પછી બન્ને જણુ હાથમાં હાથ રાખી પેલા શામિયાનામાં દાખલ થયા.

આ વખતની નીંબાજીની મુલાકાત જાહેર હતી અને ખાન પણ લહેરમાં હતો એટલે શામિયાનામાં દાખલ થવાની કોઈને પણ મનાઈ ન હતી.



# પ્રકરણ અગીયારમું.

## મસલત.

તંબુમાં પ્રવેશ કરતાં વેંત ખાને નીંબાજીને પોતાના જ આસન પર બેસાડયો અને શરાબનો એક જામ ભરી તેની આગળ ધર્યો. 'મને દારૂની ટેવ નથી' એમ કહેતાં જો ખાનની ખફામરજી થઇ તો બાર જ વાગે. એમ ધારી નીંબાજીએ એક જૂદીજ તરકીબ વાપરી. "આપણે લીધેલું કાર્ય ઘણું મુશ્કેલ હોવાથી મારા શિર પર જવાબદારી ભારે છે માટે આવે સમયે મારે સાવચેત રહેવું જોઇએ: આપની કૃપાનો અનાદર થઈ રહ્યો છે પરંતુ સમય જોઇને આપ માફી આપશો એવી આ સેવકની અરજ છે." આવું લ્હેઝતદાર ભાષણ કરીને નીંબાજી મદિરાના સપાટામાંથી છટકી ગયો. ખાનને પણ તેના પર વહેમ આવ્યો નહિ અને તેનું કહેવું તેને ખરૂં લાગ્યું. આથી તેણે નીંબાજીને વધુ આગ્રહ ન કર્યો અને પોતે જ તે જામ ખાલી કર્યો. પછી બન્નેની વાંતો શરૂ થઈ.

ઠરાવ્યા મુજબ નીંબાજી હાજર તો થયો પણ તેણે આણેલી બાતમી ખાનના હેતુને વિઘાતક નિવડી. નીંબાજી આવે કે તરતજ આખા લશ્કરે કિલ્લા પર હલ્લો લઈ જવો એવા ઇરાદાથી ખાને આખી સેના તૈયાર કરી રાખી હતી, પણ તેની બધી આશાઓ પર નીંબાજીએ પાણી ફેરવ્યું.

"કોઇપણ એક માણસ ખાનની છાવણીમાં જઈ આવ્યો છે એવી છૂપી ખબર શિવાજીને મળવાથી ચોકીપહેરો સખ્ત

થયો છે' એમ નીંબાજીએ જણાવ્યું કે તરત જ ખાન પોકારી ઉઠયો. "હરામખોર! આ બધાં તારાંજ કારસ્થાન હોવાં જોઇએ નીકર આવી ગુપ્ત વાત બહાર જાય જ શાની?" ખાન તેને ખૂબ દમ ભરાવવા લાગ્યો અને તેનું ભારે અપમાન કર્યું.

ખાનના આવા શબ્દો નીંબાજી ખમી શકયો નહિ અને એક વાર ખાનના કાન બરાબર ઉઘાડવા એમ તેને લાગ્યું પણ બીજીજ પળે એવો વિચાર આવ્યો કે પોતે એકલો હતો જ્યારે સામાવાળાઓ અનેક હતા. લાંબો અને પુખ્ત વિચાર કર્યા પછી ખાનની કશી પણ છંછેડ કરવાનો વિચાર તેણે માંડી વાળ્યો. ખાનનો ગુસ્સો કંઇક નરમ પડયો એટલે પોતાના અંગ પરના રેશમી ખેશ વડે પોતાના હાથો બાંધી નીંબાજી જમીન તરફ મોં નમાવીને બોલ્યો, "હજૂર! ગુસ્સાને દબાવી આ સેવકની કસુર માફ કરો. જે થયું તે થયું. છતાં યે હજી વખત વીતી ગયો નથી. આ સેવકની અરજ—"

ખાનનો ક્રોધાગ્નિ હજી સાવ ઓલવાયો હતો. તે વચ્ચેજ બરાડી ઉઠયો. "બસ કર! વધારે શબ્દો મારે સાંભળવા નથી. તારા જેવા નિમકહરામ માણસની તો કતલ જ થવી ઘટે પણ મેં તને મારી પાસે એકજ આસન પર બેસાડયો એટલે હું તારા તરફ એટલો બધો ઝાલીમ થઇ શકતો નથી. અરે! ગમે તેવો તો પણ આખરે તું દુશ્મનનો જ આદમી ને? મારે તને અગાઉથી જ ઓળખવો જોઇતો હતો, પણ અફસોસ! સદહજાર અફસોસ!"

આવા શબ્દ પ્રહારોથી નીંબાજીને ખૂબ રોષ ચઢયો છતાં તેણે પોતાનું માથું પહેલાં કરતાં અધિક નમાવ્યું અને બન્ને આંખોમાંથી આંસુ વહેવડાવવા લાગ્યો. ખાનની નજર એકાએક તે તરફ ગઇ અને તેને રડતો જોઇને તે નરમ થઇને બોલ્યો. "ક્યૂં બે રોતી સુરત! યે ક્યા તમાશા લગાયા?"

"હજૂર જહાંપનાહ!" નીંબાજી ડૂસ્કાં ખાતો બોલ્યો, "તક-સીર માફ. આપની સાથે વાદવિવાદ કરવાનું મારૂં ગજું નહિ છતાં પણ આપ નામદારે મારા પર જ આરોપ ઢોળી પાડ્યો છે તે સાવ અયોગ્ય છે. કાલે રાતે થયેલી આપણી મુલાકાત વિષેનો એક હરફ પણ મારા મોંમાંથી બહાર નીકળ્યો નથી છતાંયે આપને જો એ વાત સાચીજ લાગતી હોય તો પછી મારૂં જીવતર નકામું છે માટે હું મારૂં માથું આપના ચરણોમાં જ ધરૂં છું. પછી ચાહે તો આપ મને મારો કે ઉગારો." આટલા શબ્દો બોલીને જ નીંબાજી અટક્યો નહિ પણ સાથે સાથે તેનો અભિનય પણ તદનુસાર જ હતો. છેવટના શબ્દો બોલતાં તે નિર્જીવ લાકડાની માફક ખાનના પગમાં ધડાક દઈને પડ્યો. આવો દેખાવ જોઈ ખાન નરમ પડી ગયો અને એકદમ ઉભો થઈને તે નીંબાજીને ઉઠાડવા લાગ્યો. આ વખતે નીંબાજીએ પ્રબળ મૂર્ચ્છા લીધી હતી ' એટલે તે અગાઉની માફક તરત જ ઉઠ્યો નહિ. આથી ખાને તરતજ ગુલાબજળ મંગાવ્યું અને નીંબાજીના મુખ પર છાંટ્યું. થોડી વારે નીંબાજી જાગ્યો એટલે તેને પોતાની પાસે બેસાડીને ખાન બોલ્યો. "અય દોસ્ત! યે તો બડા ગઝબ હુવા, મુઝે માફ કર, તૂં ઈતના ગભરા જાયગા ઐસા મુઝે માલૂમ ન થા."

નીંબાજી હવે પૂરો સાવધ થયો હતો, તરતજ તે ઉભો થવા લાગ્યો પણ ખાને તેનો હાથ પકડ્યો અને તેને ઉભો થતો અટકાવ્યો. ખાનના આગ્રહથી પાછો બેસી ગયા પછી તે બોલ્યોઃ—

"હજૂરની કસોટીએ આ દાસ ચડ્યો એ મારૂં સદ્ભાગ્ય નહિ તો બીજું શું? જે થયું તે એક જોતાં ઠીક જ થયું પરંતુ હવે વિના સબબ વખત ગુમાવવો ન જોઈએ."

ખાન બોલ્યો, "ઠીક ત્યારે ફરમાવ. આજનો મોકો તો ગયો. વળી શિવાજી બડો તરકીબખોર છે એટલે હવે જોઉં કે તું શી તદબીર કાઢે છે?"

નીંબાજી સગર્વ બોલ્યો, "પણ આ તમારો સેવક ક્યાં ઓછો તરકીબખોર છે? હું આપની સેવામાં છું એટલે તમારે કશી ફીકર રાખવાની જરૂર નથી."

"શું શિવાજી હજી યે મારા પંજામાં આવશે?" ખાને નીંબાજીના ખભા પર હાથ મૂકીને પૂછયું.

"હાજી હજૂર! બંદા પાસે એ પણ કરામત છે."

"તો પછી બતાવ એ કરામત. શિવાજી અમારા હાથમાં આવે તો દિલ્હી દરબારમાં હું તારૂં માન વધારીશ, તારો દરજ્જો વધારીશ અને વળી તારી વાહવાહ બોલાશે તે જૂદી. વળી—"

"હું હું! હમણાંથી જ વખાણ ન કરી નાખો. કામ કરવાનું તો હજી ઉભું જ છે."

"બોલ બોલ દોસ્ત! એક એક ઘડી સોનાની જાય છે."

"સરકાર! મેં જે કરામત યોજી છે તે રામબાણ છે પરંતુ—"

"અરે વળી, પરંતુ, શાનું?"

"વાત એવી છે કે શિવાજી હાથમાં આવશે પણ તે જીવતા પકડાવા મુશ્કેલ છે."

"એટલે?"

"તકસીર માફ! શિવાજી મહા સાવધ અને ચકોર પુરૂષ છે એ વાત આપનાથી ક્યાં અજાણી છે?"

"હા. એ વાતની સાહેદી ગઈ કાલનો પ્રસંગ જ પૂરી પાડે છે."

"એવા મનુષ્યને ખુદ તેના ઘરમાં જ પકડવો એ કંઇ નાનીસૂની વાત છે ?"

"તો પછી તારી શી સલાહ છે ?"

"આ સેવકની સલાહ એવી છે કે એકદમ હલ્લો કરી ગઢને હસ્તગત કરવાનો બેત હાલ તુરત માંડી વાળવો અને આપણે બધો વેરભાવ ભૂલી ગયા છીએ એમ બતાવી શિવાજી પર એક ખરીતો રવાના કરવો અને—"

"ખરીતો ? શેનો ખરીતો ? શહેનશાહ ઔરંગજેબના આ સરદારે એની જોડે તહકુબી કરવી એમ શું તારૂં કહેવું છે ?" ખાન ડોળા કાઢીને બોલ્યો.

"જરા ખામોશ થાઓ અને હું જે કંઈ કહેવા માગું છું તે પહેલાં સાંભળી લ્યો અને પછી તમારે જે કંઈ કહેવું હોય તે કહેજો."

"એ જાતની જનાની રીત મને બિલકુલ પસંદ નથી પણ કહે, તારે શું કહેવું છે ?"

"એ ખરીતામાં શિવાજીની તારીફ ગ્રાઈ આપણે તેને મળવા માગીએ છીએ એવા શબ્દો છેક છેલ્લે લખવા."

"પણ એ વાત તેના સલાહકારો કેવી રીતે કબૂલ રાખશે?"

"હું ખાતરીપૂર્વક કહું છું કે આ દાવ જરૂર ફાવશે. તેના સલાહકારોનું મંડળ એટલે સાવ મૂર્ખાઓનું બજાર અને પોતે તદ્દન સીધો માણસ રહ્યો એટલે આપણી કરામત જરૂર બર આવશે."

"ઠીક. પણ મુલાકાત લઈ કરવું શું ?"

"આ મુલાકાતમાં જ બધું મહત્ત્વ સમાયેલું છે. તે પોતાને રાજા કહેવડાવે છે પરંતુ તમે દિલ્હીના બાદશાહના મોટા અફસર છો એટલે આ મુલાકાત ગુપ્ત હોવી જોઇએ."

"નીંબાજી ! સલાહ તો ઉત્તમ છે પણ તે મુજબ બધું બનશે કે કેમ તે વિષે મને શંકા છે." ખાને શંકા બતાવી.

"હા સરકાર ! આ બાબત મુશ્કેલ છે ખરી પણ જો આટલો લાગ સધાઈ જાય તો ફત્તેહ આપણી જ સમજવી. એકાંતમાં મેળાપ કરવાનું તો પ્રથમ તે કબૂલ કરશે નહિ પણ તમારી મીઠી વાણીથી ભોળવાઈ જઈ તે તમારી માગણી જરૂર કબૂલ રાખશે. આમ છતાં તે એકાદ માણસને પોતાની સાથે રાખવાનો આગ્રહ જ કરે તો પણ ઠીક, છતાં એ બાબતમાં બને તેટલી ખેંચતાણ તો કરવી જ."

"હું પછી ?"

"પહેલાં તો અહીંતહીંની થોડીક વાતો થશે અને એ વાતો થઈ રહ્યા પછી તમે ઉઠવાની ઈચ્છા બતાવજો."

"એટલે ? તો પછી આ બધી ધાંધલનું શું કામ ? વળી એ મુલાકાતનો અર્થ પણ શો ?" ખાને તાજુબીથી પૂછ્યું.

"ખરેખરો પ્રસંગ તો હવે છે, નામવર !" નીંબાજી વિનંતીપૂર્વક બોલ્યો. "આપ જવાની મરજી બતાવશો કે તરત જ તેને શંકા થશે અને તે જરૂર આપને બેસવાનો આગ્રહ કરશે. આપ નામવરે તેની ઈચ્છાને માન આપી થોડી વાર બેસવું અને વળી ઉઠવાની તૈયારી કરવી એટલે તેની શંકા ચાલી જશે અને આપને જવાની રજા આપશે."

"પણ તારૂં આ ભાષણ ખલાસ કયારે થશે ? તેમાં અગત્યનું શું છે ? તે હું સમજી શકતો નથી." ખાન કંટાળીને બોલ્યો.

"હવે હું એ મુદ્દા પર જ આવું છું. આપ તેનાથી છૂટા પડો ત્યારે આપ તેને ભેટીને છૂટા પડજો. એ ગાઢ આલિંગન એવું હોવું જોઇએ કે તે તેના દેહને તો શું પણ તેના પંચપ્રાણને પણ ઠેકાણે પાડી દે."

"તારા બોલવાનો અર્થ હું બરાબર સમજ્યો નહિ."

"સરદાર સાહેબ! તેની સાથે તમારે વેર નથી એવું તમારે ખરીતામાં તથા બોલવામાં બતાવવાનું છે. પણ અંદરખાનેથી તમારે જૂદી જ તૈયારી કરી રાખવાની છે. તેની મુલાકાતે જાઓ ત્યારે એકાદ ખંજર કે એવું કોઈ નાનું પણ કાતિલ હથિયાર કમરમાં ભરાવીને જજો અને તેને આલિંગન કરતી વેળા તે હથિયાર—"

"બસ બસ! તે પછીનો બધો બેત મારા ખ્યાલમાં આવી ગયો. પણ થોડો વિચાર કરવા દે. કારણ કે આ વાત બોલવામાં જેટલી સહેલી છે તેટલી અમલમાં મૂકવી સહેલી નથી." ખાન વચ્ચેજ બોલી ઉઠયો.

"શાણાને શાણપણથી અને લુચ્ચાને લુચ્ચાઈથી મહાત કરવો એ જ ખરી રાજનીતિ છે."

"હા હા! નીંબાજી! તું કહે છે તે ખરૂં પણ આ બેત પાર પાડવામાં આપણા માર્ગમાં કેટલી અડચણો છે?" ખાન નિસાસો નાખીને બોલ્યો.

"પણ હજૂર! તેનો બધો બંદોબસ્ત આ સેવકે કરી રાખ્યો છે. હમેશાં શિવાજીની સાથે રહેનારા હજૂરીયાને આજ સવારે જ મેં ફોડયો એટલે આપણો બેત બરાબર પાર પડશે. તેમાં જરા યે ભીતિ રાખવા જેવું નથી. સરકારે તરતજ બહાર નીકળી હેઠે ઉતરવાની તૈયારી કરવી. રાજમહેલમાં બનેલી હકીકતને નીચે પહોંચતાં જેટલો વખત લાગે તેટલી વારમાં આપણે અડધો માર્ગ કાપી નાખીશું અને તે પછી આપણા માણસો આપણી સાથે થઈ જશે એટલે શી ફીકર રહી?"

આ શબ્દો ખાન માત્ર સાંભળી રહયો હતો પરંતુ તેનું ધ્યાન બીજી બાજૂએ જ હતું. નીંબાજીની સલાહ તેને એક નવલકથા જેવી ભાસતી હતી અને તે સાંભળતી વખતે પોતે સ્વપ્નભૂમિમાં વિચરી રહયો હોય એવો તેને ભાસ થતો હતો. તેનો સ્વભાવ શૂર અને સાહસિક હતો પણ તેની શૂરતા ખુલ્લા મેદાન પર જાહેર રીતે લડવામાં જ જણાતી. નીંબાજીએ બતાવેલી અટપટી બાજીમાં માથું મારવા માટે જોઈતી હિંમત તેનામાં ન હતી. તે પોતે શિવાજીની બહારથી નિંદા કરતો હતો પણ અંદરખાનેથી તે તેને બરાબર ઓળખતો હતો. વળી આવડા મોટા ગઢ ઉપર આવી જાતનું ઘોર કૃત્ય કરીને અસંખ્ય માવળાઓનાં સપાટામાંથી પોતે પાછો આવે એ બનવાજોગ ન હતું એમ તેના મનમાં શંકા થયા કરતી હતી. સારાંશ એ કે નીંબાજી આ એક વિકટ કોયડો રજૂ કરીને આ ખટપટમાંથી છૂટો થવા માગતો હતો એમ ખાનને લાગ્યું આથી તેને ખેદ થયો અને ખિન્ન વદને ગૂપચૂપ બેસી રહયો.

ઉપરોકત ઘાતકી મસલત કરતી વખતે નીંબાજીના મનમાં આનંદની લહરીઓ ચાલી રહી હતી અને બાજી પાર પડી તથા તે દિલ્હીના બાદશાહનો મોટો અમીર થઇ પડયો એવાં સ્વપ્નો પણ તે જોવા લાગ્યો. પરંતુ ખાનનું શોકાતુર વદન જોતાં જ તેના બધા હવાઇ કિલ્લા જમીનદોસ્ત થઇ ગયા છતાં પોતાની નિરાશા ન બતાવતાં તે નમ્ર સ્વરે બોલ્યો, "હજૂરનું દિલ જરા શંકાગ્રસ્ત જણાય છે એ પરથી એમ લાગે છે કે આ સેવકની તદબીર આપને પસંદ પડી નથી."

ખાન ગંભીર સ્વરે બોલ્યો, "નીંબાજી! તું હજી બચ્ચું છે. તને દુનિયાનો બિલકુલ અનુભવ નથી. યુદ્ધ એટલે શું એનો

અનુભવ તને ક્યાંથી હોય? અરે દોસ્ત! અખાડામાં ઉભા રહીને રોજના ઓળખીતા માણસો સાથે ચાર હાથ મેળવીને કુસ્તી કરનારા પહેલવાનોને લડાઇનું મેદાન જોઇને કેવો થરથરાટ છૂટે છે એનો અનુભવ તને ક્યાંથી હોય? તું તારી યુક્તિ સંભળાવી ગયો પણ તેમાં કેટલી હરકતો છે તેનો તે વિચાર કર્યો ખરો? તું કોઈ સંગીન બાજી રચીશ એવી મને આશા હતી પણ તે બાબતમાં હું નિરાશ જ થયો છું. દુશ્મનની આવડી મોટી અમાપ સેનામાં ઘુસી તેના જ ઘરમાં, તું કહે છે તે મુજબનો દાવ સાધવાની બધી જવાબદારી મારા એકલાના શિર પર લઈ લેવાનું સાહસ કરવા પહેલાં મારે પૂરતો વિચાર કરવો જોઇએ. એકદમ 'હાજી હા' કહી દેવાનું કામ મારે હાથે તો બને જ નહિ."

"આપ નામદારની સાથે ચર્ચા કરવાની તાકાત મારામાં નથી તથાપિ પુખ્ત વિચાર પછી મને લાગે છે કે મારી યુક્તિ મુશ્કેલ નથી એ વાત હજૂર ધ્યાનમાં લે એવી મારી અરજ છે."

"વારૂ, બહુ સારૂં. આ બાબતમાં હું મારા સરદારોની સલાહ લઉં છું અને તેઓની સાથે મસલત કર્યા પછી જે ઠરશે તે હું તને જણાવીશ," ખાન વાત સમેટતાં બોલ્યો.

"ત્યારે આ સેવકને હવે રજા છે?" ઉઠવાની તૈયારી કરતો નીંબાજી બોલ્યો. "પરોઢીયાનો શુમાર થયો છે અને મારે સૂર્યોદય પહેલાં ગઢ ઉપર પહોંચી જવું જ જોઇએ. પરંતુ વિનંતી એટલી જ છે કે મારા સંબંધી ગઢ ઉપર આટલી વાત ફેલાઈ છે તે સંબંધમાં સર્વત્ર સખ્ત પહેરેગીરી ચાલી રહી હશે માટે હવે પછી આપનાં દર્શનની વકી મુશ્કેલ જણાય છે. આથી હું કહું છું કે હજૂર અમુક નિર્ણય પર આવી

જાય તો બને તેટલો જલદી તેનો અમલ કરવાની તજવીજ પણ થવા પામે."

"ઠીક છે." ખાન બોલ્યો. "તારી અને મારી વચ્ચે કબૂલાત તો થઈ જ છે માટે તે સંબંધમાં હવે ફીકર ન કરતો. અમે નિશ્ચય પર આવી જઈશું તો કાલ સાંજ પહેલાં જ શિવાજી પર ખરીતો રવાના થઈ જશે પછી તો અલ્લાહુ અકબર !"

પછી નીંબાજી ખાનને કુરનિશ બજાવીને ઝપાટાબંધ પોતાને રસ્તે પડયો.



# પ્રકરણ બારમું.

## સમર્થ શ્રી રામદાસ.

નીંબાજીની સલાહ કેટલી ઘાતકી હતી તે તો આપણે વાંચ્યું. એ સલાહ ખાનને તત્કાળ ગળે ઉતરી નહિ એ પરથી જણાય છે કે ખાન બધું કામ વિચારીને કરે એવો હતો. આવી જ બુધ્ધિ તેણે કાયમ રાખી હોત તો કેટલો અનર્થ અટકત ? પરંતુ તેમ થવાનું ન હતું. લખ્યા લેખ ટાળવાનું કામ થોડું ક જ તેના હાથમાં હતું ? **भवितव्यता बलियसी** એ ન્યાયે બુધ્ધિને કર્માનુરોધથી ભ્રમ થાય છે એ કથન કંઈ ખોટું નથી.

નીંબાજીની યુક્તિ ખાનને પહેલાં તો ચમત્કારી લાગી ખરી પણ સવારે જ તેની મતિ બદલાઈ ગઈ. પોતે આવડો મોટો શૂરવીર હોવા છતાં આવું ક્ષુલ્લક કાર્ય કરીને નામર્દાઈ બતાવવાનું તેને ઉચિત લાગ્યું નહિ. તેણે પોતાના સરદારોને ભેગા કર્યા અને તેઓ સમક્ષ પોતાનો વિચાર રજુ કર્યો.

ખાનના સરદારો લાંબો વિચાર કરનારા ન હતા, તેઓમાંના ઘણાખરા ખાનની હાએ હા કરનારાં જ હતા. ખાને નીંબાજીની યોજના તેઓ સમક્ષ રજુ કરી કે તરત જ બધા સરદારોએ એ યોજનાને વધાવી લીધી, અને પોતાની સંમતિ પણ દર્શાવી દીધી. પછી તેઓ ખાનની ચાલાકીની તારીફ કરવા લાગ્યાં. ઠરાવ થતાં વેંત મુનશીને બોલાવવામાં આવ્યો. તેની પાસે ખરીતો લખાવવામાં આવ્યો અને તે શિવાજી પર રવાના પણ કરવામાં આવ્યો. ભોળા શિવાજીએ ખાનનું કહેણ સ્વીકાર્યું

અને મુલાકાતનો દિવસ મુક્રર્ર નક્કી કર્યો. એટલું જ નહિ પણ ઠરાવેલા દિવસની ખબર પણ ખાનને પહોંચાડવામાં આવી.

પોતાના ખરીતાની જાળમાં શિવાજી અનાયાસે સપડાયો એમ જાણી ખાનને તથા તેની સેનાને ભારે આનંદ થયો. પરંતુ નશીબનો સપાટો કંઈ જૂદો જ છે, એ વાતની એ લોકોને કશી કલ્પના ન હતી. શિવાજીના નાશ માટે તૈયાર થઈ રહેલા ખાડામાં પોતાનો જ બલિ હોમાવાનો છે એ વાતની ખાનને કયાંથી ખબર હોય ? તોપગોળા છોડવાની પ્રતિજ્ઞા લઈ ખૂબ દૂરથી આવેલો અને કેટલાય દિવસથી ગઢની તળેટીએ પડાવ નાખીને પડેલો પોતાનો હડહડતો દુશ્મન આજે એકાએક વૈરભાવ ભૂલી જઈ પોતાની મુલાકાત લેવા ઇચ્છે છે એમાં કંઇક ભેદ હોવો જોઇએ એવું છત્રપતિને શું નહિ સૂઝયું હોય ? અને તેમણે મુલાકાત આપવાનું કબૂલ કર્યું તેમાં તેમણે આગળ પાછળનો વિચાર સરખો યે નહિ કર્યો હોય ? એમાં શિવાજીનો શો દોષ ? ખાનનો ઉદ્ધાર છત્રપતિને હાથે જ થાય એવો જો વિધિનો લેખજ હોય તો તે મુજબ ખાનને દુર્બુદ્ધિ થવી જ જોઇએ એ વાત નિઃશંક છે. અસ્તુ.

છત્રપતિએ ખાનને મુલાકાત આપવાનું કબૂલ કર્યું અને તે પ્રમાણે તે વર્ત્યા પણ ખરા. પરંતુ આ મુલાકાતથી ખાનનો ભ્રમ તેના પંચપ્રાણની સાથે સાથે છત્રપતિના તિક્ષ્ણ વાઘનખથી કેવી રીતે દૂર થયો એ પ્રસંગ વાચકોને ઇતિહાસ દ્વારા સુવિદિત જ છે. આથી અહીં તેની પુનરાવૃત્તિ કરવાની કશી જરૂર નથી. ખાનનો દુષ્ટ હેતુ જ્યાંનો ત્યાં હટાઈ ગયો અને તે પણ માર્યો ગયો એટલુંજ કહીએ એટલે બસ. માટે હવે આપણે આપણી વાર્તા તરફ વળીશું.

નીંબાજી જે દિવસે ખાનની મુલાકાત લઈ આવ્યો તે પછી બીજે જ દિવસે છત્રપતિને ખબર પડી કે કોઈ શખ્સ પોતાને

બેવફા બનીને ખાનની છાવણીમાં ગયો હતો. એવો એ બદ-માસ કુળકલંક કોણ હશે તે જાણવા માટે છત્રપતિએ પુષ્કળ પ્રયાસો આદર્યા પરંતુ નીંબાજી માટે તેમને જરાયે શંકા આવી નહિ. આ વિષય સંબંધી તેમના દિલમાં ભારે ભાંજગડ ચાલી રહી હતી અને તાનાજી, માનાજી વિગેરે મુત્સદ્દીઓની પણ મતિ મુંઝાઈ ગઈ હતી. શિવાજીએ ગઢ ઉપરનો, ચોતરફનો, પગકેડીઓ પરનો અને બીજાં બધાં સ્થળો પરનો પહેરો વધારી દીધો અને પોતે આખી રાત તપાસ કરવામાં ગાળી. આમ છતાં ગુન્હેગારનો કશો પત્તો લાગ્યો નહિ. બીજે દિવસે બધા સરદારો પાછા ભેગા થયા અને મસલત પૂરી કરી સહુ પોતપોતાને ઘેર જતા હતા એટલામા ખાનનો ખરીતો આવી પહોંચવાથી સર્વેની અજાયબીનો પાર રહ્યો નહિ.

પરંતુ આવા કઠણ પ્રસંગમાંથી પૂર્ણપણે વિજયી થવાનું હતું તેથી, તથા પોતે ઉભી કરેલી મહારાષ્ટ્રશાહીની જંગી ઈમારત એકાએક જમીનદોસ્ત થવાની ન હતી તેથી ખાનની ધારણાથી પરિણામ કંઈ જૂદુંજ આવ્યું. ખરીતાનો શો જવાબ આપવો એ બાબતનો એકાંતમાં વિચાર કરવા માટે મહારાજાએ સર્વેને થોડા સમય માટે બહાર જવાનું કહ્યું અને પોતે શય-નાગારમાં પહોંચી ગયા. મનના સંતાપની શાંતિ થાય એટલા સારૂ થોડાક આરામ લેવાની તેમની ઈચ્છા હતી. પરંતુ તેમની એ ઇચ્છા પરિપૂર્ણ થઈ નહિ કારણકે જતાં વેંત તેમના મગ-જમાં અનેક વિચારો ઉભરાવા લાગ્યા. તેમને એક નાનુંશુ ઝોકું આવ્યું. જે ઝોકાથી ખાનના દેહનું પ્રાયશ્ચિત થયું અને મહારાષ્ટ્રની આબરૂ સચવાઈ તે ઝોકું નાનુંશુ કેમ કહેવાય?

છત્રપતિની આંખો બંધ થઈ ન થઈ એટલામાં તેમનું સદા રક્ષણ કરનારા સદ્‌ગુરૂ સમર્થ શ્રી રામદાસનાં તેમને દર્શન

થયાં. અહાહા! શાં એ અદ્ભૂત દર્શન! સ્વામીની મુખમુદ્રા આ વખતે શાંત અને ગંભીર હોવાથી તેઓ કોઈ વિચારમાં હોય એમ જણાતું હતું. પળવારમાં શ્રી રામદાસ છત્રપતિના પલંગ આગળ આવ્યા અને બોલ્યા. "શિવબા! પ્રસંગ ઘણોજ મુશ્કેલ છે છતાં ડરવું ન પાલવે. રામ સમર્થ છે. યવન માતેલો છે છતાં તેની મુલાકાત લેવી. કમ્મરે શસ્ત્ર રાખવું. પ્રસંગ ધ્યાનમાં રાખી કાર્ય કરવું. આ બાબતમાં સમગ્ર વૃત્તાંતની પત્રિકા જોવી." આટલા શબ્દો બોલી સ્વામીજી અંતર્ધાન થયા અને મહારાજા તરત જ જાગી ઉઠયા. નિદ્રામાં થયેલાં સમર્થનાં દર્શનથી મહારાજાને ઉત્પન્ન થયેલા સવિસ્મય આનંદમાં, મંચક આગળ પડેલી પત્રિકા તરફ તેમનું ધ્યાન ખેંચાયું. તરત જ સહર્ષ તેમણે તે ઉપાડી લીધી. પહેલાં તો તેમણે તે માથે ચડાવી અને પછી સદ્ગુરૂનું સ્મરણ કરી તેમાં લખેલી હકીકત વાંચવા લાગ્યા. વાચકો! તે પત્રિકામાં શું લખ્યું હતું તે જાણવાની તમને પણ જીજ્ઞાસા થવી જ જોઇએ માટે તેમાંનો અગત્યનો ભાગ નીચે આપ્યો છે:—

'મોગલ સરદાર અફઝુલખાન તરફથી મુલાકાત બાબતની અરજ આપને મળી હશે પરંતુ એ મુલાકાતમાં કપટ છે. ખાન હથિયાર સજીને સરકારનો પ્રાણ લેવાની પેરવી કરશે. છતાં મુલાકાત અવશ્ય લેવી પરંતુ તે બાબતનો બંદોબસ્ત કરવો.'

થોડી વાર પહેલાં આવેલું સ્વપ્નું, તેમાં થયેલાં રામદાસ મહારાજનાં દર્શન, તેમની એ અમૃતતુલ્ય વાણી અને આ બધી વાતની પ્રતિતી આપનારી પેલી પત્રિકા, એ બધું જોતાં પોતાના પરની શ્રી રામદાસની અપૂર્વ કૃપા માટે શિવાજીને અનહદ

આનંદ થયો. જ્યારે જ્યારે મુશ્કેલ પ્રસંગો આવી પડતા ત્યારે ત્યારે છત્રપતિ શ્રી રામદાસનું સ્મરણ કરતા અને સ્વામીજીના દિવ્ય પ્રભાવથી તેઓશ્રી તેમાંથી સુખરૂપ પસાર થઈ જતા. પરંતુ હાલનો પ્રસંગ અત્યંત અદ્ભૂત હતો. મનમાં પણ ન હોવા છતાં અણધારી રીતે શ્રી રામદાસે કરેલી કૃપા માટે શિવાજીને રહી રહીને પુષ્કળ અજાયબી થવા લાગી અને પેલી પત્રિકાને ઈશ્વરી પ્રસાદનું ચિહ્ન ગણી તેને પોતાની છાતીએ લગાડવા લાગ્યા.

આ પ્રમાણે બધો ખુલાસો થતાં વેંત મહારાજાએ પોતાનો દરબાર બોલાવ્યો, અને તેમાં ખાનની મુલાકાત નક્કી કરી. ખાન પર જવાબ પણ મોકલી આપ્યો. મહારાજાના આ સાહસથી બધાને પુષ્કળ ચિંતા થવા લાગી પરંતુ આ દારૂણ પ્રસંગમાંથી સુરક્ષિત બહાર નીકળ્યા ત્યાં સુધી મહારાજાએ સદ્ગુરૂનો તે ગુપ્ત પ્રસાદ ગુપ્ત જ રાખ્યો.



# પ્રકરણ તેરમું.

## વાઘનખ.

શિવાજી મહારાજે ખાનના ખરીતાના જવાબમાં મુલાકાત માટે જે દિવસ ઠરાવ્યો હતો તે દિવસ આખરે આવી લાગ્યો પરંતુ છત્રપતિને તે વિષે જરાયે ફીકર હતી નહિ, એટલું જ નહિ પણ ખાને એકાંતમાં મેળાપ કરવાની ઈચ્છા બતાવતાં જ તે પણ તેમણે મોટી ખુશીથી કબૂલ રાખી. આ વખતે તાનાજી, માનાજી વિગેરે સરદારોને ભારે ખેદ થયો અને આવું સાહસ ન કરવા માટે તેઓએ છત્રપતિને ભારે આગ્રહપૂર્વક વિનંતી કરી. પરંતુ મહારાજાનો નિશ્ચય અડગ જ રહ્યો. ખાનને એક વાર આપી દીધેલું વચન તેમણે કાયમ રાખ્યું. આથી બધા સરદારો નાઈલાજ થઇ ગયા. તથાપિ તેઓ મુલાકાતના ઓરડાની બહાર અતિશય સાવધગીરીથી અને તૈયારીથી ઉભા રહ્યા હતા.

પરંતુ છત્રપતિને આ વેળાએ બીજા કોઈની સહાયની જરૂર ન હતી. સ્વામીની આજ્ઞા પ્રમાણે તેમણે અગાઉથીજ બખ્તર પહેરી તે ઉપર જ અંગરખું પહેર્યું હતું અને હાથમાં વાઘનખ પહેર્યા હતા. વાતચીત ખલાસ થયા પછી એક બીજાને ભેટતી વખતે ખાનનો દુષ્ટ હેતુ જણાઇ આવતાં તેમણે તેના પર વાઘનખનો પ્રયોગ કર્યો અને ખાનનો દેહ જખમી થઈ ધરણી પર ઢળી પડયો.

તરતજ તેમણે પોતાના સરદારોને અંદર બોલાવ્યા અને પોતાનું અજબ નરસિંહી કાર્ય બતાવીને માનાજી, તાનાજી ઈત્યાદિને દિંગ કરી નાખ્યા. ખાનને યોગ્ય પ્રાયશ્ચિત મળ્યું અને મહારાજા પર ભમતું સંકટ ટળ્યું, એ જોઈ સહુને પુષ્કળ આનંદ થયો. પણ તેઓના આનંદમાં આ વખતે ક્રોધ ઉત્પન્ન કરનારો એક બનાવ બન્યો. અત્યંત વેદના વેઠી રહેલો અને ક્ષણમાત્રમાં આ નાશવંત જગત્ છોડી જનારો અફ્ઝુલખાન જરા હાલ્યો. તેણે પોતાની આંખો ઉઘાડી અને કંઈક બોલવાની ઈચ્છા બતાવી.

અપરાધીઓને દંડ દેવામાં શિવાજી જેટલા કડક હતા તેટલા જ તેઓ જમીનદોસ્ત થયેલા દુશ્મન તરફ દયાળુ રહેતા. શિવાજી મહારાજનું દિલ ભરાઈ આવ્યું અને અંતકાળે ખાનની ઇચ્છા પોતાનાં સ્ત્રી બચ્ચામાં પરોવાઈ હશે એમ સમજીને તેઓશ્રી તેની પાસે જઈને બેઠા અને તેના મોંમાં થોડું જળ નાખી તેઓ અશ્રુપૂર્ણ નેત્રે બોલ્યા, "અભાગી ખાન! તને આલોકની અમારી આ છેવટની સલામ!" સપ્રેમ આલિંગન આપવાનો ડોળ કરી તું તારૂં નિંદ્ય કાર્ય કરવાનો હતો પરંતુ મહારાષ્ટ્રની આ ગાદીની સેવા હજી કેટલોક સમય મારા નશીબમાં ઈશ્વરે લખેલી હોવાથી તને તારા પાપનું ફળ મળ્યું. તારો બાદશાહ તે મારો દુશ્મન એટલે તું પણ મારો વેરી જ થયો પરંતુ આવડી મોટી સેના તારી પાસે હોવા છતાં તારૂં આ રીતે મરણ થાય એ મને ગમતું નથી. હવે તને બચાવવાનું કામ અશક્ય થઈ ગયું છે અને તારા મુખ ઉપર પશ્ચાતાપનાં ચિન્હો સ્પષ્ટ દેખાઈ રહ્યાં છે. આવી સ્થિતિમાં તારે જો તારાં સ્ત્રી બચ્ચાંને કંઈ સંદેશો મોકલવો હોય તો તેમ ખુશીથી કહે, હું તે ઘણી ખુશીથી મોકલી આપીશ."

મહારાજાના આવા પ્રેમભર્યા શબ્દો સાંભળીને ખાનનાં નેત્રોમાં આંસુ આવ્યા. તેણે પડયા પડયા જ મહારાજાના ચરણનો સ્પર્શ કર્યો અને ખોખરે અવાજે તુટક શબ્દોમાં તે બોલવા લાગ્યો:—

"મારા ભાઈ શિવાજી! રાજા શિવાજી! તું ખરેખર સાધુ પુરૂષ છે. ખુદાની મહેરબાનીથી જો હું જીવ્યો હોત તો હું ખરેખર તારો દોસ્ત બનીને રહેત. પણ હવે શું બને? હું બહુ તો પા કલાકનો મહેમાન! પરંતુ ત્યાં સુધી તારી હાજરી અહીં જ રહે એવી મારી દિલની ખાહેશ છે. મારાથી વધારે બોલાતું નથી. મારી જીભ ખેંચાય છે. પણ ગમે તેમ કરી થોડી વાર સુધી મારે મારી જાન જવા દેવી જોઇએ નહિ. મને મારા પાપની સજા બરાબર મળી છે. પણ આ કામમાં મારો એક ભાગીદાર છે અને તે તારી રૈયતમાંનો જ છે."

શું ત્યારે મને મળેલી બાતમી ખરી?" છત્રપતિ સક્રોધ બોલ્યા. "એ હરામખોરનું નામ મને કહે એટલે તેને પણ હું તારી સેવામાં સાદર કરૂં."

"તેનું નામ નીંબાજી" ખાન અટકતો અટકતો બોલ્યો.

"શું નીંબાજી? મારો હોઈ તે નિમકહરામ નિવડયો! મને લાગતું જ હતું. ઠીક છે. તેની પણ વ્યવસ્થા મારે કરવી જોઇએ." શિવાજી વધુ ગુસ્સે થઈને બોલ્યા.

"રાજા! પારકા દુશ્મન કરતાં ઘરનો દુશ્મન ભૂંડો." ખાન વધારે અશકત સ્વરે બોલ્યો. "આ નીંબાજીએ જ મને ગઢના ગુપ્ત માર્ગો બતાવી દીધા હતા. પણ....પણ....મને લાગે છે.... તે બીજો નીંબાજી....ના ના....તેણે મને બરાબર........પાણી પાણી....અરે શિવાજી દોસ્ત! સ—લા—મ."

ખાનની ઐહિક યાત્રા સમાપ્ત થઈ. પણ છત્રપતિની ચિત્ત-વૃત્તિ વિલક્ષણ ગુંચવાડામાં પડી. નિમકહરામ નીંબાજીએ ગુપ્ત રીતે ખાનની મુલાકાત લીધી, એટલી હકીકત તો ખાનના મુખમાંથી નીકળી અને તેને લગતી મહારાજાને મળેલી બાતમી તેની સાથે બરાબર મળતી આવી એટલે તે બાબતમાં હવે સંશય રહ્યો ન હતો. પણ ખાનના છેવટના શબ્દોમાં 'બીજો નીંબાજી' એવા શબ્દો પણ હતા અને 'એ વ્યક્તિઓએ જ મને બરાબર ફસાવ્યો' એવો તેના કહેવાનો ઉદ્દેશ હતો એમ જણાતું હતું. આથી શિવાજીને બીજો એક સંશય ઉભો થયો. નીંબાજી નામની અથવા નીંબાજીનું સ્વરૂપ ધારણ કરનારી વ્યક્તિ બીજે દિવસે ખાન પાસે ગઇ હોવી જોઇએ એમ મહારાજાને લાગ્યું. પરંતુ તેણે પણ ખાનને તિક્ષ્ણ શસ્ત્રોએ મારો વધ કરવાનું કહ્યું, તેમાં તેણે ખાનને ફસાવ્યો શી રીતે? તે બીજી વ્યક્તિએ પણ એવી જ બેવફાઇ કરી. 'તેણે મને બરાબર' એ શબ્દો ખાનના મોંમાંથી નીકળેલા પરંતુ એ વાક્ય પૂરૂં થયેલું ન હોવાથી તે શું કહેવા માગતો હતો તે બરાબર સમજાતું ન હતું. એ બન્ને વ્યક્તિઓ હરામખોર કે તેમાંની એક અપકારી અને બીજી ઉપકારી કે મૂળે જ બન્ને વ્યક્તિ-ઓ એક હોવા છતાં ખાનને ખાલી ભ્રમ થયેલો, એ વાતની કશી ચોખવટ ખાને ઉચ્ચારેલા શબ્દો પરથી થતી ન હતી.

પણ એટલામાં તેને સ્વામી રામદાસના ગુપ્ત પ્રસાદનું સ્મરણ થયું અને તેને લીધે તેમના સંશયનું પૂરૂં નિવારણ થયું. નીંબાજી ખાનની છાવણીમાં જઇ કંઇ ગુપ્ત મસલત કરી આવ્યો એ વાત અંતર્જ્ઞાન વડે જાણતાં વેંત સ્વામીને મારી ચિંતા થઇ અને તેમણે જ નીંબાજીનું સ્વરૂપ ધારણ કરી બીજી વાર ખાનની સેનામાં પ્રવેશ કર્યો હોવો જોઇએ અને

ખાનના મનની વલણુ સમજી જઇને પેલી પત્રિકાની તથા સ્વપ્નમાં દર્શન આપવાની યોજના તેમણે કરી હોવી જોઇએ એવી શિવાજીને ખાતરી થઈ. પોતાના શિરે ઝઝૂમી રહેલો ઘોર પ્રસંગ સ્વામીએ ટાળ્યો તે માટે તેમને ખુશાલી થઈ પરંતુ પોતાના જેવા પામર મનુષ્ય માટે રામદાસ જેવા મહાત્માને આટલું કષ્ટ ઉઠાવવું પડયું તે માટે તેમને દુઃખ થયું. જે થયું તે ખરૂં પણ આબાજીરાવનો નીંબાજી ઘોર અપરાધી ઠર્યો હતો અને તેને યોગ્ય દંડ કરવો જ જોઈએ. બીજે દિવસે જાહેર દરબારમાં નીંબાજીનો અપરાધ પ્રજા સમક્ષ ઉઘાડો કરી તેને બરાબર સજા કરવી એવો મનોગત ઠરાવ શિવાજી મહારાજે કરી લીધો.



# પ્રકરણ ચૌદમું.

## સજા.

પોતાના મનોગત ઠરાવ મુજબ બીજે જ દિવસે શિવાજી મહારાજે દરબાર ભર્યો. માનાજી, તાનાજી વિગેરે મોટા મોટા સરદારો પોતપોતાને સ્થાને હાજર થઇ ગયા અને પછી ખુદ મહારાજા પણ સિંહાસન પર બિરાજ્યા. આરોપી નીંબાજીને લોખંડી જંજીરોથી જકડીને સિપાહીઓના પહેરા નીચે ઉભો રાખવામાં આવ્યો અને આવા નિમકહરામ કુળકલંક પુત્રના બાપ આબાજીરાવને પણ નીંબાજીની પડખે ઉભા રહેવાનું હતું.

મહારાજાએ ભર દરબારમાં પહેલાં તો નીંબાજીનો અપરાધ કહી સંભળાવ્યો અને આવા ભયંકર પ્રસંગમાંથી પરમેશ્વરે તેમનું રક્ષણ કર્યું, તે માટે આનંદ પણ દેખાડયો. નીંબાજીએ પોતાનું કાળું કૃત્ય કબૂલ કર્યું. તેણે મહારાજા પાસે દયાની ભીખ માગી નહિ એટલુંજ નહિ પણ પસ્તાવાની જરા યે નિશાની તેણે દેખાડી નહિ. મહારાજા દયાળુ હતા અને આફતમાંથી સહીસલામત બચ્યા પછી શિક્ષામાં ઘટાડો કરે એવો તેમનો સ્વભાવ હતો. પણ અપરાધી તો પસ્તાવો સુદ્ધાં ન કરતો હોવાથી મહારાજા ગુસ્સે થઇ ગયા. આખી પ્રજાને ઉદાહરણ મળે એટલા ખાતર શ્રી શિવાજીએ નીંબાજીને દેહાંતની સજા કરી.

નીંબાજીનો અપરાધ દરેક માણસને ઘણો ભયંકર લાગતો હતો અને તે માટે તેને જબ્બર સજા થવી જોઇએ એવી બધાની મરજી હતી. આમ છતાં મહારાજાના મોંમાંથી સજાના વાક્યો નીકળતાં જ બધા સ્તબ્ધ થઇ ગયા. નીંબાજી જેવો જુવાન કેવળ દિશાભૂલને લીધે આવી રીતે દુનિયામાંથી નાશ પામે એટલે શું ? આબાજીરાવના શોકનો પાર રહ્યો નહિ. એકનો એક પુત્ર સરકારનો અપરાધી ઠરી પોતાની નજર સમક્ષ માર્યો જશે એ ઘટના જોઈ એક બાજૂથી તેને વિષાદ થયો અને બીજી બાજૂથી પુત્ર વિયોગની પીડા સાલવા લાગી. તે માથે હાથ મૂકીને સજળ નેત્રે ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. માનાજીરાવ આ પ્રસંગ જોઈ શકયા નહિ. જ્યારે ત્યારે નીંબાજી તેનો જમાઈ થવાનો હતો, એટલે કે આબા સાહેબ તેના વેવાઈ થવાના હતા. પણ આ ઘટનાને લીધે એ સઘળી આશાનો નાશ થતો હતો. આ ઉપરાંત તેમને પોતાની પુત્રીનું દુઃખ જોવાનો વખત આવેલો જોઈ ભારે દુઃખ થયું. કેવળ સગુણાનાં સુખની ખાતર અથવા તો સમજુતી કરવા ખાતર મહારાજાને કંઇક કહી જોવું એવો વિચાર માનાજીએ કરી લીધો. પરંતુ તે જ વેળાએ ભર દરબારમાં અજાયબી પમાડે તેવી રીતે સગુણાના આકસ્મિક પ્રવેશથી તેનો વિચાર મનમાં જ રહી ગયો એટલું જ નહિ પણ ઉલટો તેના દુઃખ માં વધારો થયો.

સગુણાના દરબારમાં થયેલા એકાએક આગમનથી સર્વેને નવાઈ લાગી અને નીંબાજીનો તેની સાથે શો સંબંધ હતો એ જાણતાં જ ખુદ મહારાજાને પણ એ કુમારીના ભાવિ સંસાર સુખની ખાતર નીંબાજી પર દયા કરવી એમ ક્ષણભર લાગ્યું, પરંતુ એમ કરવાથી પોતાના ન્યાયીપણાને બાધ આવે અને અપરાધની સજા કરવાને બદલે ઉલટું તેને ઉત્તેજન આપ્યું

કહેવાય. આવો વિચાર કરી શ્રી શિવાજી માનાજી તરફ ફરીને બોલ્યા, "માનાજીરાવ ! તમે અમારા ઘણા જૂના અને વિશ્વાસુ સેવક છો છતાં તમારા પર ઉપકાર કરવાને બદલે હાલને પ્રસંગે અમારે હાથે અપકાર થાય છે એ જોઈ અમને ઘણી દિલગીરી થાય છે. અપરાધીને સજા કરવાથી તમારી કન્યાના સુખનો નાશ થનાર છે એ અમે કબૂલ કરીએ છીએ પરંતુ ન્યાયની બાબતમાં પક્ષપાત ન હોવો જોઇએ. આટલા ખાતર અને તમારા જેવા આબરૂદાર પુરૂષના કુલીન કુટુંબમાં આવું કલંક ન શોભે એટલા ખાતર અપરાધીને કરેલી સજા અમે પાછી ખેંચી શકતા નથી. તેમાં કશો ફેરફાર થનાર નથી એમ કહેતાં પણ અમને ભારે કષ્ટ થાય છે. તમારી એકનિષ્ઠ સેવા જાણીતી છે અને કોઈ બીજા પ્રસંગે અમે તેનો બદલો આપીશું પણ આ વેળાએ તો અમે નાઈલાજ છીએ. તમારી કન્યાએ જોઇએ તે સ્થળે બીજી પસંદગી કરી લેવી, જે અમે માન્ય કરીશું અને તેને અમારી ધર્મકન્યા સમજી મોટા ઠાઠથી અમે તેનાં લગ્ન પણ કરી આપીશું."

મહારાજાના આ ભાષણથી આબા સાહેબની આશાનો છેવટનો તંતુ પણ તુટી ગયો અને માનાજીરાવના મનમાં આવેલો વિચાર પણ દટાઈ ગયો. નીંબાજીને તો પોતાના જીવિત સંબંધી આશા જ ન હતી પણ સગુણાના આગમનથી તેને થોડીક આશા દેખાઈ હતી, પરંતુ હવે તે યે નષ્ટ થઈ. હવે નીંબાજી નહિ બચે એવી બધાની ખાત્રી થઇ ગઈ અને આખા દરબારમાં ગંભીરતા છવાઈ રહી.

પણ બધાની તાજુબી વચ્ચે સગુણાએ પોતાનું મૌન તોડયું અને પોતાના મધુર તથા સ્પષ્ટ શબ્દો વડે સર્વેની દ્રષ્ટિ અને મન એકદમ પોતાના તરફ ખેંચ્યાં. મહારાજાના

સિંહાસનથી થોડે દૂર ઉભી રહી હાથ જોડીને તે બોલી, "દયાળુ સરકાર! મને હમણાં જ આપે આપની ધર્મકન્યા કહી છે તેથી આપને એકાદી વિનંતી કરૂં તો તે અમાન્ય થશે નહિ એવી મને આશા છે માટે મહારાજની આજ્ઞા હોય તો હું બોલું."

મહારાજાને તેના શબ્દોથી કૌતુક થયું તોપણ કંઇક ગંભીરપણે તેઓશ્રી બોલ્યા. "બોલ તારી શી મરજી છે તે અમને કહે. તારી માગણી યોગ્ય હશે તો શિવાજી તે તત્કાળ પૂરી કરશે."

"મહારાજ! મારા જેવી અબળા કુમારી આજ એકાએક દરબારમાં આવી એટલે સરકારને તથા આ બધાઓને કદાચ અચંબો થયો હશે અને હું મારા ભાવિ પતિ માટે સરકારની સમક્ષ વિનવણી કરવા માટે આવી હોઇશ એમ પણ બધાને લાગ્યું હશે પરંતુ ખરેખર કહું તો હું તે માટે બિલકુલ આવી નથી. વળી સરકારના ન્યાયીપણાને બટ્ટો લાગે એવી વિનંતિ મારા તરફથી થાય પણ નહિ."

મહારાજાનું દિલ ભરાઇ આવ્યું. તે બોલ્યા, "છોકરી! તું બોલી તે બધું સાચું છે. નીબાજી માટે માફી માગવાને તું આવી હોઇશ એવું અમને લાગ્યું હતું પરંતુ હમણાંના તારા બોલવાથી તેં અમને વધારે વિસ્મયમાં નાખી દીધા છે. માટે બોલ જોઉં! તારે શું કહેવું છે? તું અહીં શા સારૂ આવી છે?"

"સરકાર! આપના દરબારમાં હું ન્યાય માગવા માટે આવી છું." સગુણા સવિનય બોલી.

"બેટી! તું અમને વધારે ગુચવાડામાં નાખે છે." મહારાજા તાજુબીસહ બોલ્યા. "અમારી પ્રજાને ન માગવા છતાં બરા-

બર ન્યાય મળે છે એવું બોલાય છે અને તું તે માગવા આવી છે એનો શો અર્થ? બોલ! આ શિવાજીનું કયું કૃત્ય તને અન્યાયી જણાયું છે?"

"મહારાજ! સ્પષ્ટ બોલવા માટે માફી ચાહું છું. હમણાં જ સમાપ્ત થયેલા ખાનના પ્રકરણમાં અપરાધીને સજા થઈ."

"અને તેમાં અમારે હાથે અન્યાય થયો એમ તારૂં કહેવું છે શું?" મહારાજા વચ્ચે જ બોલી ઉઠયા.

"ના જી, મહારાજ, તેને હું અન્યાય કેમ કહું? થયેલી સજા યોગ્યજ છે પરંતુ—"સગુણા વિનવણી કરતી બોલી.

"પરંતુ શું? પરંતુ કહી આમ અટકે છે શા માટે? અમારે હાથે અન્યાય ક્યાં થયો તે અમારે સમજવું જ ઘટે." મહારાજા જરા ગાંભીર્યપૂર્વક બોલ્યા.

"પરંતુ આટલું જ કે જેણે સવેળા ઈશારત કરી આપને સાવધ કર્યા અને શત્રુનો ભેદ આપને જણાવ્યો તેને આવે પ્રસંગે સાવ ભૂલી ગયા શું? આ જરા વિલક્ષણ દેખાય છે, અપરાધીને શિક્ષા કરવા સાથે ઉપકાર કર્તાને પણ બદલો મળવો જોઈતો હતો."

સગુણાના છેવટના શબ્દો સાંભળીને મહારાજા વિચારમાં પડયા. શત્રૂની યુકિતની તેમને પહેલાંથી ખબર પડી ગઈ હતી પણ તે તો સમર્થ શ્રી રામદાસનો પ્રભાવ હતો. સ્વામીજીની ગણના મનુષ્ય કોટિમાં કેમ થાય? વળી સ્વામીજી હાલ સજનગઢ હોવાથી તેમના ઉપકારનો કેવી રીતે બદલો વાળવો? પોતાની જાહોજલાલી એ તેમની જ કૃપાનું ફળ હતું અને તેઓશ્રી મહારાજાના આરાધ્ય હતા. આમ હોવાથી એકાદ સાધારણ માનવી પ્રમાણે ગુરૂજીનો આભાર માનવો એ મહારાજાને ઠીક લાગ્યું નહિ. પરંતુ સગુણાના શબ્દોથી તેમને

જે આચંબો થયો તેનું કારણ જૂદું જ હતું. ખાનનું કાવત્રુ અત્યાર સુધી ગુપ્ત રાખવા છતાં એ છોકરીને—સગુણાને તેની ક્યાંથી ખબર પડી ગઈ? આથી તેઓ શ્રી ભારે વિસ્મય સાથે બોલ્યા, "છોકરી! તારા આ અડધા પડધા અને સંદિગ્ધ બોલોથી અમે વધારે તાજુબ થઈ ગયા છીએ. તેં કહ્યું તેવો પ્રકાર થોડેક અંશે થયો હતો ખરો પણ તે અત્યંત ગુપ્ત રાખવામાં આવેલો છે એમ અમે અત્યાર સુધી ધારતા હતા. પણ તારા શબ્દોથી અમારા મનમાં જૂદી જ કલ્પના જાગી છે માટે સંદિગ્ધતા છોડી દઈને ખુલ્લે ખુલ્લું કહી દે કે જેથી અમારા સંશયનું નિરાકરણ થઈ જાય અને અમારા મનને શાંતિ વળે."

"ઠીક છે. ત્યારે તો એ હકીકત હું મોંએ બોલું તેના કરતાં આ પત્ર વાંચવાથી તમને વધારે વિસ્તારપૂર્વક બધું સમજાશે. "આમ બોલી સગુણાએ પોતાના પાલવમાંથી એક પરબીડું કાઢી મહારાજાને આપ્યું.



# પ્રકરણ પંદરમું.

## વીરાંગના.

સગુણાના શબ્દોથી દરબારમાં પેદા થયેલી તાજુબી પારાવાર હતી. એવામાં તેણે મહારાજાના હાથમાં પત્ર મૂકયો અને બધાના અચંબામાં વધારો થયો. ખુદ શિવાજી મહારાજ પણ અત્યંત મુઝવણમાં પડી ગયા: આવી એકાદ પળ ચાલી ગઈ. પછી મહારાજાએ પેલા પરબીડા પર નજર કરી અને તે તોડી તેમાંના કાગળ પરનું લખાણ વાંચી તેઓશ્રી છક્ક થઈ ગયા. ઘડીમાં પત્ર તરફ તો ઘડીમાં સગુણા તરફ તેઓ જોવા લાગ્યા. પછી પોતાને કંઈક શંકા જણાવાથી પોતાનો હાથ અંગરખાની અંદર છાતીના ભાગ આગળ લઇ જઇને તેમણે કંઇક તપાસી જોયું અને જોઇતી વસ્તુ ત્યાં હતી એવી જાણે ખાતરી થઈ હોય એવો દેખાવ કરી તેઓ બોલ્યા, "છોકરી! તું એમની એમ ક્ષણભર અમારી સામેજ ઉભી રહે. તને અમારે નિરખીને જોવી છે. આ તારા પત્રથી અમારી શંકાનું સમાધાન થવાને બદલે ઉલટો તેમાં વધારો થયો છે,"

અત્યાર સુધી આ બધો પ્રકાર મૂગા મૂગા જોઈ રહેલા માનાજીરાવથી હવે ધીરજ રાખી શકાઇ નહિ. તે ઉભા થઇ હાથ જોડીને નમ્રપણે બોલ્યા. "સરકાર! આજના દરબારમાં આ શો અપૂર્વ પ્રકાર ચાલી રહ્યો છે, તે અમને બધાને કંઈ જ સમજાતું નથી. આ મારી સગુણા આજે કોઈ જાદુગરણી બની ગઈ છે. પણ તેનો એવો કયો ગુણ જોઈને ખુદ મહારાજા પણ આટલા ખુશ થઈ ગયા છે?",

શિવાજી મહારાજ કિંચિંત સ્મિત કરીને ગંભીરતાપૂર્વક બોલ્યા, "માનાજી! આ તમારી દિકરી આજે અમને જુદાજ સ્વરૂપમાં દેખાય છે અને અત્યાર સુધીનું તેનું આવું સંદિગ્ધ વર્તન જો વધારે વખત ચાલશે તો અમે પાગલ બની જઈશું. આ પ્રકાર શો છે તે જાણવાની તમારી ખાહેશ અને તે બન્ધો કેવી રીતે તે સમજવાની અમારી ખાહેશ, એ બન્ને ખાહેશો પૂરી કરવાની વાત તેના હાથની છે. માટે આ બધો ભેદ તેણે જ ઉકેલવો એવો તેને અમારો આગ્રહ છે."

"પણ સરકારને એવડો મોટો શો ભેદ જણાય છે" માનાજીરાવે પૂછ્યું.

"હા, તે હકીકત હવે જાહેર કરવામાં કશો વાંધો નથી." મહારાજા શાંત વદને બોલ્યા. "અમારા દરબારમાં અમારા પર ઉપકાર કરનારનો આજે સત્કાર થયો નથી એવું તેણે કહ્યું હતું એ તો તમે સાંભળ્યું જ હશે?"

"હા સરકાર." તાનાજી અને બીજા સરદારો બોલી ઉઠયા.

"અને તેના તે શબ્દોના પુરાવામાં તેણે આ પત્ર અમને સ્વાધીન કર્યો તે પણ તમે જોયું હશે?" મહારાજાએ પૂછ્યું.

"હાજી સરકાર." માનાજીરાવ બોલ્યા.

"અને આ પત્રમાં જ બધો ગોટાળો છે." આટલું કહ્યા પછી ખાનનો ખરીતો આવ્યા બાદ પોતે શયનાગારમાં ગયા અને ત્યાં સ્વપ્નામાં રામદાસ ગુરૂનાં દર્શન થયાં અને ગુરૂજીએ બાતમી આપી તથા એક પત્ર પણ મૂકતા ગયા એ બધી હકીકત મહારાજાએ સરદારોને કહી સંભળાવી અને બોલ્યા, "માનાજીરાવ! ખરૂં કહું તો ગુરૂ સમર્થના મારી નિદ્રાવસ્થામાં મળેલા બોધને લીધે જ અમે ખાનની મુલાકાત કબૂલ રાખેલી. ખાન સશસ્ત્ર છે અને મુલાકાતનો ચોકખો ઢોંગ છે એટલી

બાતમી અમને મળતાં જ અમે પણ હથિયારબંધ થઈ ગયા, અને આખરે વાઘનખની સહાયથી અમે શત્રુને ઠાર કર્યો. તમારા જેવા જીગરજાન સરદારોથી પણ અમે એ દર્શનની અને પત્રની વાત અત્યારસુધી ગુપ્ત રાખી હતી પણ આ તમારી દીકરીએ આણેલા પત્રને લીધે તે વાત બહાર પાડવાની અમને ફરજ પડી છે. માનાજીરાવ! તાજુબીની વાત છે કે તે બન્ને પત્રોના હસ્તાક્ષરો, વિગત તથા બહારનો દેખાવ, એ બધું એક સરખું જ છે. આ કેટલો વિલક્ષણ ચમત્કાર!"

આ હકીકત સાંભળીને બધાનો અચંબો બેવડાયો અને દરેક દરબારી સગુણાની સામે જોવા લાગ્યો. હવે ખુલાસો કરવો જ જોઇએ એવું સમજીને સગુણા જરા સ્મિત કરી નિમ્નવદને બોલી, "સરકાર! આ આખો બનાવ જે ક્રમમાં બન્યો તે ક્રમમાં હું આપની સમક્ષ રજુ કરૂં છું પરંતુ તે પહેલાં મારા એક અપરાધની સરકારે ક્ષમા આપવી ઘટે."

"કબૂલ, અપરાધ શો છે તે ન જાણવા છતાં યે ક્ષમા આપી દઇએ છીએ, જા. પણ વાત શી છે તે કહી નાખ." મહારાજા ઉતાવળ કરતાં બોલ્યા.

તે બોલવા લાગી. "ઠીક છે સરકાર! સાંભળો ત્યારે, સરકારે જેમને ભયંકર સજા ફરમાવી છે તેમની—" અહીં તે થોડીક થોભી અને મહારાજા વચ્ચે જ બોલ્યા, "નીંબાજી જોડ તારા ટૂંક વખતમાં લગ્ન થવાનાં હતાં એમજ ને? વાત અમને માલૂમ છે પણ તેનું હવે શું છે? તે અમારો હુકમ તોડીને ગઢની નીચે ઉતર્યો અને શત્રુની છાવણીમાં જઈ કાવત્રું રચી આવી તે બદલ કિંમતી બક્ષિસ લઈ આવ્યો. આમ તેણે અમારા બે અપરાધ કર્યા છે."

"હાજી સરકાર! તે હું પણ કબલ કરૂં છું." સગુણા અત્યંત નમ્રપણે બોલી. "પરંતુ મારી હકીકત તેમનાથી જૂદી જ હોવા છતાં તેમના અપરાધોને લગતી હોવાથી મારે બોલવું પડે છે. તેઓના શત્રુની છાવણી જઈ આવ્યાના સમાચાર મને મળ્યા ત્યારે મને પણ બહુ જ ખોટું લાગેલું અને અપરાધ કબૂલ કરી સરકારની ક્ષમા માગવા માટે મેં તેમને પુષ્કળ વિનવેલા. પરંતુ એમણે પોતાની હઠ છોડી જ નહિ. તે જ દિવસે તેઓ પાછા ખાન પાસે જનાર હતા પરંતુ ખુદ સરકાર જ રાતે પહેરો પહેરો ભરનાર હોવાથી એમનો તે બેત પાર પડયો નહિ. પણ મારા પર ઈશ્વરની કૃપા હતી અને પિતાજી પણ અનાયાસે એ રાતે સરકારની જોડે હોવાથી મને ઠીક અવસર મળી ગયો."

"એટલે તું શું કહેવા માગે છે?" માનાજીરાવ ઉભા થઈને બરાડી ઉઠયા.

"બાપાજી! માફ કરો. આમ ગુસ્સે ન થાઓ." સગુણા શિવાજી તરફ વળીને બોલી. "સરકાર! અમારૂં કુટુંબ સ્વામીનિષ્ઠ અને સરકારને માટે જાન કુરબાન કરે એવું હોવાથી (નીંબાજી તરફ જોઈને) તેમની વર્તણૂક મને પસંદ પડી નહિ પરંતુ એમના વચનથી બંધાયેલી હોવાથી એમની ભૂલ સુધારવાની જવાબદારી મેં મારે શિર લીધી અને એટલો બધો સખ્ત પહેરો હોવા છતાં ઈશ્વર પર ભરોસો રાખીને હું ગઢની નીચે ઉતરી."

"શું અમારા બધાની નજર ચૂકવીને?" મહારાજાએ આશ્ચર્ય ચકિત થઈને પૂછયું.

"હા સરકાર અને તે માટે મને આપે ક્ષમા આપી છે."

ત્યાર પછીની બધી હકીકત સગુણાના શબ્દોમાં કહી પ્રકરણ લંબાવવા કરતાં થોડા જ શબ્દોમાં તે રજુ કરવી એ

ઠીક થઈ પડશે. સગુણા ગઢની નીચે ઉતરી એટલું જ નહિ પણ નીંબાજીના વેશમાં તે ખાનની છાવણીમાં ગઈ. ત્યાં ગયા પછી હલ્લાનો બેત રદ કરાવી શિવાજી પર ખરીતો મોકલવાનું ખાનને કેવી રીતે સમજાવ્યું એ તો આગળ આવી ગયું છે. આ બધી હકીકત કહ્યા પછી સગુણા બોલી. "સરકાર સાહેબ એકલા ખાનને મળવા આવે એવી સલાહ ખાનને આપીને એ બધી હકીકત મેં આપને પત્ર મારફત જણાવી અને તે પત્ર હું પોતે આપના મંચક આગળ મૂકી ગઈ. મારા સુદૈવે અને સરકારના પુણ્યપ્રતાપે તે જ વખતે ગુરૂ સમર્થે મારાપર દયા કરી સરકારને દર્શન દીધાં એટલે આ પત્રની બાબતમાં વિશેષ તપાસ થઈ નહિ."

"આ પહેલો પત્ર પણ તારા જ હાથનો છે શું ? મહારાજા વિસ્મયપૂર્વક બોલ્યા.

"હા સરકાર ! બન્ને પત્રોના અક્ષરો મેળવી જોવાથી એ વાત સાફ જણાઈ આવશે."

પોતાના દિલ પરનો મોટો બોજો દૂર થયો હોય એવી લાગણી શ્રી શિવાજીને થઈ અને તેઓશ્રી એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલ્યા, "એમ ત્યારે તો ખાને પ્રાણ છોડતી વેળાએ જે શબ્દો ('તે બીજો નીંબાજી' અને 'તેણે મને બરાબર') ઉચ્ચારેલા એ ખરા જ નિવડયા."

મહારાજાનું હૃદય ભરાઈ આવ્યું. તેઓ સગુણા તરફ વાત્સલ્યની નજરે જોવા લાગ્યા અને ગદ્‌ગદિત કંઠે બોલ્યા, "છોકરી ! ધન્ય હો તને ! અમારા જીવની ખાતર તેં કેટલું મોટું સાહસ ખેડયું ? કેટલો પરિશ્રમ અને કેટલો બધો ઉચાટ વેઠયો ? તારા એ લોકોત્તર ગુણોથી આજે તેં અમને પણ શરમાવી દીધા છે. તારા જેવા પુણ્યશીલ આત્માના જોર પર

જ આ શિવાજી પોતાને રાજા કહેવડાવે છે તેમાં તલભાર શંકા નથી. ધન્ય હો માનાજીરાવને! કે જેને પેટે આવા અદ્વિતિય કન્યારત્નનો જન્મ થયો છે. ખરેખર સગુણા! તારી વીરતા અજબ છે. તું ખરેખરી વીરાંગના છે."

"પણ એ બધો મહારાજાના પુણ્યનો જ પ્રતાપ છે. એમાં મેં આટલું બધું શું કરી નાખ્યું?" સગુણા સલજ્જ બોલી.

મહારાજા ફરીથી તેની તારીફ કરતાં બોલ્યા, "ગમે તેમ પણ તેં અમને આજે છક્ક કરી દીધા છે અને આ બધી ખટપટ શા માટે? નીંબાજી તરફના તારા શુધ્ધ અને સાત્વિક પ્રેમને ખાતર તે આ બધું કરેલું. અરેરે સગુણા! મને તારી ઘણી દયા આવે છે. તારા જેવી વીરાંગનાનો સંબંધ આવા કૃતઘ્ન અને બાયલા માણસની સાથે જોડાય એ મને જરા યે પસંદ નથી. પણ ઇશ્વરનો સંકેત જો એવો જ હશે તો તારા ઉપકારનો થોડોક પણ બદલો આપવા માટે મારે તેને પણ માફી આપવી જોઇએ. ઠીક છે વીર કન્યા! તારા આ અત્યુત્તમ ગુણોથી જો તેં આજે અમારા પ્રાણ બચાવ્યા છે તો તારા ભાવિ પતિને બચાવવા માટે શા સારૂ હું મારી દયાનો ઉપયોગ ન કરૂં? તાનાજી! તેની જંજીરો તોડી નાંખો અને તેનો અપરાધ માફ થયો છે એવું જાહેર કરો. સગુણા જેવી સુશીલ, ધર્મશાળી અને વીર રમણીના સહવાસથી ફરીથી તેને હાથે આવું કુકૃત્ય થશે નહિ એવી અમે ઉમેદ ધરાવીએ છીએ."

નીંબાજીને બંધમુક્ત કરવામાં આવ્યો તે વખતના દેખાવો કરૂણા અને આનંદની મિશ્રિત લાગણી પેદા કરનારા હતા. પિતા પુત્ર બન્નેએ એકદમ મહારાજાના ચરણ પકડી લીધા અને મહારાજાએ તેઓને હાથ પકડીને ઉભા કરી આસન

પર બેસાડયા. દરબારીઓની આંખમાંથી તે વેળાએ આનંદના અશ્રુઓ વહી રહ્યાં હતાં અને સહુ કોઈ સગુણાની ધીરજ અને સાહસની તારીફ કરી રહ્યા હતા.

મહારાજાએ દરબારમાં જ સગુણાનો તથા નીંબાજીનો હસ્તમેળાપ માનાજીરાવના હાથે કરાવ્યો અને નીંબાજીને થોડોક ઉપદેશ આપી તથા સગુણાને કન્યાદાનમાં પાંચ ગામો આપીને તે દિવસનો ખૂબ લંબાયેલો દરબાર બરખાસ્ત કર્યો.

હવે શું બાકી રહ્યું ? સગુણા અને નીંબાજીનો પાણિગ્રહણ વિધિ થઈ ગયો હતો. બાકી રહયો માત્ર ભોજનવિધિ. પહેલા જ સુમુહૂર્તે બન્નેનો મોટા ઠાઠથી મંગલ વિવાહ થયો અને માનાજીરાવ ફીકરમાંથી છૂટયા. ખુદ મહારાજા લગ્નમાં હાજર હતા એટલું જ નહિ પણ લગ્નનો અર્ધો ખર્ચ સુદ્ધાં સરકારી ખજાનામાંથી અપાવ્યો.

મહારાજાની ઇચ્છા પ્રમાણે નીંબાજી ખરેખર સુધરી ગયો. સગુણાના પવિત્ર સહવાસથી તે સ્વામીનિષ્ઠ બની ગયો એટલું જ નહિ પણ પોતાની વિશ્વાસભરી અને ઇમાનભરી વર્તણુંકથી તેમજ પોતાની ભારે શૂરવીરતાથી એ આગળ જતાં છત્રપતિનો જમણો હાથ બનીને રહયો. પણ આ બધા કોના પ્રતાપ ? વીરાંગના સગુણાની વીરતાના જ આ પ્રતાપ હતા. ધન્ય હો એ વીરાંગનાને !



દુઃખ દેશીનાં જાણીને ભાંજીએ રે,
કાંતી સુતર દીનને જીવાડીએ રે,
પ્રીતે ધરીએ ખાદીનો પ્યાર હો બ્હેની!
સાચી જગત્ સેવા સાધીએ રે!

* * * *

સુતરના તાર ગૂંથી સ્વાધીનતા લાવીએ,
ચક્ર ધરી રેંટીઆનું દુનિયા ગજાવીએ,
મોહ માયા પરદેશીનાં ટાળીએ રે;
બ્હેની! લીધી પ્રતિજ્ઞાઓ પાળીએ!

('સ્વરાજ્ય ગરબાવળી'માંથી)

